# લંડન રાજ-રહસ્ય.

## અથવા

# મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.



## ભાગ અગીયારમો.

### પ્રકરણ-૧૬૭ મું.

#### મેલમથ નાસી છુટયો.

મેલમથને પાગલોને રાખવાની અંધારી કોટડીમાં પુર્યા પછી સાત દિવસ વહી ગયા હતા. જે કોટડીમાં તેને કેદ કર્યો હતો તે પત્થરની હતી. તેની છત મજબુત હતી. આસપાસ દીવાલ ન્હોતી પણ મોટા મોટા લોખંડના સળીયાથી તે કોટડી સુરક્ષીત હતી. જાણે હિંસક વાઘવરૂને રાખવાનું પાંજરૂજ હોયની ! એક હારમાં આવી પાંચ ૭ કોટડીઓ હતી અને તેની સામે આવવા જવાનો રસ્તો હતો.

દરેક કોટડીના બારણામાં એક ફુટ લાંબીને એક ફુટ પહોળી નાની બારી હતી. તેમાંથી પાગલોને ભોજન આપવામાં આવતું હતું. ખોલીમાં ટેબલ ખુરસીનું નામ ન્હોતું. દરેક ખોલીમાં એક લોખંડનો પલંગ હતો અને તે પર બીછાનું હતું. પલંગના પાયા સ્કૃથી જમીન સાથે જડી લીધા હતા. ખોલીમાં ગરમી લાવવા માટે સગડી પણ ન્હોતી. ડોકટર થર્સટનનું નામ સાંભળતાં મેલમથ તેના અંગ પર ધસી જઇ બેભાન થઇ ગયો હતો. તે પછી તે હોંસમાં આવ્યો હતો. અને ગમે તેમ બકતો હતો તેથી તેને પાગલ સમજીને આ કોટડીમાં પુરવામાં આવ્યો હતો. મેલમથ વિચાર કરવા લાગ્યો કે જ્યાં સુધી લોકો મને પાગલ સમજે છે ત્યાં સુધી મને કંઇ ડર નથી. પાગલોને કોઇ ગુન્હા માટે પુલીસને સોંપવામાં આવતો નથી. જો તે પાગલ નથી. એમ માલુમ પડે કે તરતજ તેને કબરેમાંની લાશ ખોદવાના ભયાનક ગુન્હા માટે કેદ કરવામાં આવશે. આથી તે લાચારીથી

પાગલ ન હોવા છતાં પાગલ ગણાઇને આ કોટડીમાં પડયો હતો. તેના હાથ પગ બાંધેલા હતા. તે સાવધાનીથી વર્તવા લાગ્યો. ધીમે ધીમે ડાકટરને લાગ્યું કે આ પાગલ હવે ધાંધલ મચાવનો નથી. માટે તેના હાથ પગ છોડી નાખવાનો હુકમ કર્યો. હવે તેની મનોદશા ભયંકર થઇ પડી. આસપાસની કોટડીના માણસો ખરેખર પાગલ હતા. તેઓ ગમે તેમ નાચતા કુદતા—ચીસ પાડતા—તે જોઇને મેલમથને રખેને તે પણ પાગલ થઇ જાય એવો ભય લાગતો હતો.

બીજા સાત દીવસ વહી ગયા. મેલમથ અનેક જાતના તરંગો કરતો બીછાનાપર પડયો હતો. એવામાં તેની ખોલીની સામેના રસ્તા પર રોશની જણાઇ અને કેટલાક માણસોના પગલાનો અવાજ સંભળાયો. આ સ્થાનના અધિકારિઓ જાત જાતના સવાલ પુછશે એમ ધારીને મેલમથ જાણે ગાઢ નિંદ્રામાં પડયો હોય તેવો ઢોંગ કરી ઘોરવા લાગ્યો. એ ત્રણ પળમાં પાગલખાનાનો અમલદાર હાથમાં ફાનસ લઇ બાજુના પાગલો સામે જોઇ બરાડયો: " એ બદમાસો ! ચુપ રહો."

આ અમલદારની બુમ સાંભતાજ પાગલો ડરના માર્યા ચુપ થઇ ગયા અને ધીમે ધીમે રોવા લાગ્યા. પાગલખાનાના અમલદાર સાથે પુઅર હાઉસનો રક્ષક પણ હતો. બંન્ને વાત કરતા કરતા મેલમથની ખોલી પાસે આવ્યા: " આનું શું થશે ?" પુઅર હાઉસના રક્ષકે પુછયું.

" ડોકટર અને હું જેવો રીપોર્ટ કરશું તેવું. જેઓ ખરેખર દીવાના છે તેઓને બહારના કોઇ પાગલખાનામાં મોકલવામાં આવશે પણ આ માણસ ખરેખરો દિવાનો છે કે નહિ તે સમજાતું નથી. તમે શું ધારો છો ?"

"હું તો પહેલાથીજ કહી ચુકયો છું."

"શું ? તમે એને દિવાનો માનતા નથી ?"

"નહિ. જરા પણ નહિ."

"હશે ! ડોકટર આવશે ત્યારે જણાશે. કમનસીબ ઉંઘે છે."

"નહિ. હું સતર વરસથી આ કામ કરૂં છું. એટલા વરસમાં મેં અનેક પાગલો જોયા છે તે પરથી ખરો દિવાનો કોણ અને

પાખંડી કોણ તે હું તરત સમજી જાઉં છું. જુઓને! એના સુવાના ઢંગ તો જુઓ! એ તો ખાલી ઢોંગ કરી રહયો છે."

"જો મને એવી ખબર હોત તો એને કયારનો ન્યુગેટ જેલમાં મોકલી આપત. એ તો કબરો ખોદનારો નરરાક્ષસ છે.

"એ પાગલ છેજ નહિ. એને તો જેલમાંજ મોકલવો જોઇએ."

"ઠીક. કાલેજ હું મારા ઉપરીને એ વિષે રિપોર્ટ કરીશ." આટલી વાત કરી બન્ને જણ ત્યાંથી ચાલ્યા ગયા. પુનઃ પાગલો અર્થહીન બકવાદ કરવા લાગ્યા. બીછાના પર પડયા પડયા મેલમથે બન્નેની વાત સાંભળી હતી અને તે ભવિષ્યના ખ્યાલથી થરથરી ગયો હતો. હવે તેનો ઢોંગ પકડાઇ ગયો છે અને નરરાક્ષસ તરિકે તેને ન્યુગેટ જેલમાં પુરી તેને કદાચ સખતમાં સખત શિક્ષા કરવામાં આવશે એવો વિચાર આવતાં તે અચાનક છેલ્લે પાટલે બેઠો. ચકરાયલા વાઘની પેઠે તે બીછાનાપરથી કુદી લોખંડી સળીઆપર જઇ પડયો. સળીઆ હાલી ગયા. ત્યાંથી તે પાછો બીછાનાપર પડયો. તેના મ્હોમાંથી ફીણ અને આંખમાંથી જ્વાળા નીકળવા લાગી. તે ચીસ પાડતો ન્હોતો પણ મનમાં જાણે એમજ બબડતો હતો કે "હું દિવાનો છું—હું દિવાનો છું."

મેલમથને નાચતો કુદતો જોઇ બીજા પાગલો પણ ઉન્મત્ત થઇ ગયા અને બધા મેલમથની પેઠે પોતાની કોટડીના બારણાપર હુમલો કરવા લાગ્યા. પાગલોના ઘોર ચીત્કારથી આખી જગ્યા ગાજી રહી. પાગલોની ધમાલ સાંભળી પાગલખાનાનો રક્ષક ત્યાં દોડી આવ્યો અને ચાબુકે ચાબુકે બધાને ફટકાવવા લાગ્યો. પાગલો મસ્ત થયા હતા. તેઓ ચાબુક પકડવાની કોશીશ કરવા લાગ્યા પણ રક્ષક ચાબુક મારવામાં એવો ઉસ્તાદ હતો કે કોઇ પાગલ ચાબુક પકડી શકયો નહિ. તે પાગલોને ચાબુક માર્યો જતો હતો એવામાં એક અકલ્પ્ય બનાવ બન્યો. સહસા એક દવાનાના શરીરમાં રાક્ષસી જોર આવી ગયું. તેણે એવા જોરથી લોખંડી દરવાજાને લાત મારી કે તાળું તુટી ગયું અને બારણું ખુલી ગયું. તે જોતાંજ રક્ષકના હોસકોસ ઉડી ગયા. તે હજુ તો નાસી જવાને તૈયાર થાય એટલામાં પેલો દિવાનો તેના પર

કુદી પડયો. જોતજોતામાં તેણે રક્ષકને જમીન પર પટકી નાખ્યો અને તેની છાતી પર ચઢી બેસી જોરથી તેનું ગળું દબાવી તેનો જાન કાઢી નાખ્યો. બીજા પાગલો શુન્ય નજરે રક્ષકની લાશને જોઇ રહ્યા. પેલા પાગલે રક્ષકના ગજવામાંથી ચાવીનો ઝુમખો ખેંચી કાઢયો અને સઘળી ઓરડીના તાળા ખોલી નાંખ્યા. સઘળા પાગલો બહાર નીકળી આવ્યા. તેઓની સાથે મેલમથ પણ છુટો થયો. જે દિવાનાએ રક્ષકને મારી નાખ્યો હતો તે ફાનસ લઇ આગલા દ્વાર તરફ દોડવા લાગ્યો. તેની પાછળ મેલમથ અને બીજા પાગલો પણ દોડયા. અચાનક મેલમથને પોતાના બાળકો યાદ આવ્યા. તે રોગીઓના ઓરડા તરફ દોડયો એટલે પાગલો પણ તેની પાછળ ગયા. ત્યાં પાગલોએ કંઇ ઉત્પાત મચાવ્યો નહિ પણ દરદીઓ માટેનો દારૂ તેઓ પી ગયા. મેલમથ પોતાના બાળકોને લઇ બહાર નીકળી પડયો. પાગલો પાસે લોખંડના સળીઆ હતા એટલે પુઅરહાઉસમાંના નોકરો તેઓને જોતાંજ નાસી ગયા. આ રીતે પાગલોના પ્રતાપે મેલમથ પોતાના બાળકો સાથે રસ્તાપર જઇ પુગ્યો. પાગલો રસ્તાપર ગમે તેમ નાચવા લાગ્યા. પણ મેલમથ સાવધ હતો. તે પોતાના બાળકોને લઇ એક નાની ગલીમાં અદૃશ્ય થઇ ગયો.

# પ્રકરણ ૧૬૮ મું.

## દગો.

જે વખતે મેલ્મથ પુઅર હાઉસમાંથી પોતાના બાળકોને લઇ નાસી ગયો તે સમયે પોલીન અને ઓક્ટેવીઆ પોતાના ઘરના દિવાનખાનામાં પેજ અને જુલીઆ સાથે બેસી વાત કરતી હતી. બારીઓપર પડદા હતા. ટેબલ પર લેમ્પ સળગતો હતો. પેજની સામે બ્રાંડીનો ગ્લાસ પડયો હતો તેમાંથી તે થોડી થોડીવારે એક એક ઘુંટડો ભરતો હતો. તેની સ્ત્રી જુલીઆ પણ તેનાજ ગ્લાસમાંથી કોઇ કોઇ વાર બ્રાંડીની પ્રસાદી ચાખી લેતી હતી. બન્ને ઓક્ટેવી-આની ખબર પૂછવાને બહાને અરધા કલાકથી આવ્યાં હતાં. પણ તેમનો અસલ હેતુ જુદોજ હતો.

કોઇ સહૃદય મિત્રો પાસે ન હોવાથી પેજ અને જુલીઆની મિત્રતા પોલીનને ગમી ગઇ હતી; પણ તેના દીલમાં અનેક ચિંતાઓ ભરી હતી. એ ઘેરી ચિંતાને લીધે વચમાં વચમાં પોલીનનું મોહક વદન ખિન્ન થઇ જતું હતું. ઓક્ટેવીઆ હવે આગલી ઓક્ટેવીઆ રહી ન્હોતી. પ્રિન્સે તેને ભ્રષ્ટ કરી ત્યારે તે અણુસુંઘી કલિ હતી. તેના જીવનમાં યૌવનની મસ્તી હતી. હવે તે હતાશ થઇ ગઇ હતી. જીવનને આંગણે પગ મૂકતાંજ એ બિચારી પર વજ્રાઘાત થયો હતો તેથી તેના વદનપરની મોહક સુરખી ઉડી ગઇ હતી. તેનું મગજ હજુ પણ ભ્રમિતજ હતું. તે ગર્ભવતી હતી પણ તેનાં બાહ્ય ચિન્હો હજુ જણાયાં ન્હોતાં. પોલીન પોતાની બહેનની હાલત જાણતી હતી અને સંજોગવશાત મી. અને મીસીસ પેજ પણ આ કુંવારી બાળાને ભયંકર ભેદ જાણી ગયાં હતાં. પોલીને એક ચીઠી લખી આ વાતની પ્રિન્સને ખબર આપી હતી પણ તેમાં પોતાનું ઠેકાણું લખ્યું ન્હોતું.

“મીસ ક્લેરંડન ! તમારા પિતાને મળ્યાં હતાં ?” પેજે થોડી વાર પછી વાત ઉપાડી.

“નહિ. મીસ ઓમર સાથ તેમના લગ્ન થયા પછી હું તેમને મળી નથી.” પોલીને જરા નારાજ થઇ જવાબ આપ્યો.

"તમારા ઠેકાણાની તેમને ખબર નહિ હોય." પેજે કહ્યું. તે પછી ઓક્ટેવીઆ તરફ આંગળી કરીને તે બોલ્યો: "શું બહેનની હાલતની પણ તેમને ખબર નથી?

"માફ કરો મી૦ પેજ! મારી બહેનને જરા પણ કષ્ટ થાય એવી વાત ન કરો."

"નહિ. નહિ. મારી એવી લેશ માત્ર ઇચ્છા નથી." પેજ ધીમે અવાજે બોલ્યો: "તમારા બહેનની આવી દશા થવાનું કારણ તમારા પિતા જાણતા નથી?

"પ્રિન્સે ઓક્ટેવીઆની પાયમાલી કરી છે તે મી૦ ક્લેરંડન સારી પેઠે જાણે છે! અફસોસ!" પોલીનની આંખમાં પોતાના પિતાની નીચતા યાદ આવવાથી આંસુ આવ્યાં.

"બહેન! રડો ના! રડવાથી શું વળશે?" હવે જુલીઆ પોલીનને ધીરજ આપવા લાગી.

"આવા દુઃખમાં રડવું આવે તે સ્વભાવિક છે, જુલીઆ! વારુ-મીસ ક્લેરંડન! તમારા પિતા નવા લગનથી સુખી થયા છે?"

"તેની મને ખબર નથી." પોલીનને આવી પૂછપરછ ન ગમવાથી તેણે વાત કાપી નાખી.

"જવા દો એ વાત-" જુલીઆ બોલી: "બહેન! ઓનરેબલ મી૦ આર્થર ઇટન સાથે તમને કંઇ સંબંધ છે?"

"હા."

"એમના પર જે આરોપ મુકાયો છે તે સાચો હશે?"

"નહિ. નહિ. આર્થર તદન પવિત્ર ગૃહસ્થ છે. થોડા વખતમાંજ તે અદાલતમાં નિર્દોષ ઠરી છૂટી જશે." પોલીને પોતાના પીત્રાઇ ભાઇની પ્રશંસા કરી.

"પ્રભુ કરેને તેમ થાય! પણ એમના કેસની વિગત વાંચીને મને જરા શક ઉપજ્યો હતો." પેજ બોલ્યો.

"પહેલા તો એ આરોપ એક બાળા પર આવ્યો હતો. જે ઇશ્વરે રોઝ ફોસ્ટરની નિર્દોષના સાબીત કરી તેજ આર્થરનું પણ રક્ષણ કરશે."

"બિચારો એક મહિનાથી કેદમાં પડયો છે."

"હા. હવે જલ્દીથી સેશન્સમાં તેની તપાસ ચાલે તો સારૂં. શું કરૂં ? અચાનક એક પર એક આફત આવવાને લીધે હું આર્થરને જેલમાં મળવા પણ જઇ શકી નથી. એક પત્ર લખીને દીલાસો દર્શાવ્યા શિવાય બીજો રસ્તોજ ન્હોતો."

"તેમના પિતા લોર્ડ માર્ચમોન્ટને બહુ દુઃખ થયું હશે !"

"થાયજને ! આર્થર પર આ આફત આવી ત્યારથી એ બીમાર થઇ બીછાનાવશ પડયા છે."

આ વાતચીત ચાલતી હતી એવામાં કોઇએ બારણા ખખડાવ્યા, પેજે તરત જુલીઆ તરફ આર્યભરી નજર ફેંકી. ઓકટેવીઆ ડરી ન જાય તે માટે અવાજ થતાંજ પોલીને તેને બાથમાં લીધી.

એ ત્રણ પળમાં દાસી ત્યાં આવી બોલીઃ

"મીસ ! કોઇ તમને મળવા માગે છે."

હજુ પોલીન જવાબ આપે તે પહેલા તો કેટલાક સખસો ઓરડામાં આવી પુગ્યા. ઓકટેવીઆ ભયથી પોલીનને વળગી પડી. પેજે બહારથી ગુસ્સે થવાનો દેખાવ કર્યો. આવનાર ત્રણ જણ હતા. તેમને જોઇ પોલીન પ્રથમ તો જરા ડરી. પણ તે પછી હિમ્મત રાખી તેણે પુછયું: "તમને શું કામ છે !"

"મીસ ઓકટોવીઆ કલેરડન કોનું નામ છે ?"એક જણે સામો સવાલ પુછયો.

"આ લોકો મારૂં નામ શા માટે પુછે છે ?" ઓકટોવીઆ દુઃખી થતી બોલી.

"તમારે કામ શું છે તે જલ્દી કહો." પોલીને હુકમ કર્યો.

"જુઓ મીસ ! હકીકત એ છે કે ડો૦ વીગટન અને ડો૦ સ્મેંકસે મસલત ચલાવી એવો મત આપ્યો છે કે મીસ ઓકટેવીઆની થોડો વખત સારવાર કરવાથી તે સારી થઇ શકશે. આ વાતની સર્ટીફીકેટ તેમણે ડો૦ વર્ટનને હવાલે કરી છે. અમે ડો૦ વર્ટનના માણસો છીએ અને મીસ ઓકટેવીઆને લેવા આવ્યા છીએ."

"શું ! બહેન ! મને તારાથી જુદી પાડવા કોણ આવ્યું છે ?" ઓક્ટેવીઆ પાગલની પેઠે ચીસ પાડવા લાગી: "પોલીન ! મને એ લોકોને સોંપી ના દેતી. એ લોકો મારાપર જુલમ ગુજારશે, મને માર મારશે, લોખંડના ગરમ સળીઆના ડામ દેશે—"

"હાય ! હાય ! બહેન ફરી પાગલ થઇ ગઇ—" પોલીન રડવા લાગી.

"કોણ પાગલ થઇ ગઇ છે ?" ઓક્ટેવીઆ ચંડિકા બની ઉભી થઇ બોલી: "બદમાસો ! તમે પ્રિન્સના બાકુતી માણસો છો તે હું જાણું છું. જાવ, અહિંથી કાળું કરો તમારૂં" પણ તેને ડોકટરના માણસોએ પકડી લીધી. પોલીન તેમને અટકાવવા દોડી; પણ જુલીઆ અને પેજે તેને શાંત રાખવાને બહાને તેનો એક એક હાથ પકડી રાખ્યો.

"આ છે શું ?"

"તમે શાંત થાઓ–બેસી જાઓ" કહી જુલીઆએ પોલીનને ખુરશીપર બેસાડી દીધી. ઓક્ટેવીઆને પેલા માણસો બળાત્કારે ઉપાડી ગયા. લાચાર પોલીન એ હૃદયદ્રાવક બનાવ જોઇ બેશુધ્ધ થઇ ગઇ.

તે ભાનમાં આવી ત્યારે પેજ અને જુલીઆ શિવાય ઓરડામાં કોઇ ન્હોતું.

"ભાઇ ! એ લોકો મારી બ્હેનને શા માટે પકડી ગયા ?" તેણે પેજને રડતાં રડતાં પૂછ્યું.

"તમે શાંત થાઓ. તમારી બ્હેનને જરા પણ તકલીફ નહિ પડે તેનો હું બંદોબસ્ત કરીશ."

"પણ એ લોકો એને કયાં લઇ ગયા ?"

"તેની અમને શી ખબર ! હું તમારો ભાઇ છું. મારા પર વિશ્વાસ રાખો. હું તમને બનતી મદદ કરીશ."

પેજ અને જુલીઆએ ઉપરથી પુષ્કળ લાગણી બતાવી. પણ પોલીનની છાતી ફાટી ગઇ હતી. તેણે બન્નેને વિદાય કર્યા અને પોતે એકલી પડતાં બાળક પેઠે છૂટે મ્હોડે રોવા લાગી.

# પ્રકરણ ૧૬૭ મું.

## રામસે અને પ્રિન્સ.

ગયા પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી એક મહિનો વહી ગયો. હમણાં રમણીય મે મહિનો બેઠો હતો અને વસંત આખી સૃષ્ટિને મોહક બનાવી રહી હતી. પ્રિન્સ ઓફ વેલ્સ પ્રિન્સેસ કેરોલાઇનને પરણી તેનો પતિ થયો હતો; તો પણ તેના સ્વચ્છંદ પ્રેમ વિહાર પર કોઇ જાતનો અંકુશ પડયો ન્હોતો તેના ખાનગી દિવાનખાનામાં જવાનો પેલો ગુપ્ત દાદર હજુ કાયમ હતો અને પ્રથમની પેઠેજ દિવાલપર બીભત્સ શૃંગારી ચિત્રો ટાંગ્યાં હતાં. ભાત ભાતની મોજ સામગ્રી પહેલાના જેવીજ હતી; પણ કેરોલાઇને હજુ એ ઓરડામાં પગ શુદ્ધાં મેલ્યો ન્હોતો.

દુનિયાને બતાવવા માટે આ રાજવંશી પતિપત્ની એક ઓરડામાં સૂતાં હતાં; પણ ખરી વાત એ હતી કે પ્રિન્સ જવલ્લેજ કેરોલાઇનના શયનગૃહમાં જતો. તે અથંગ શરાબી હતો અને જ્યારે કેફમાં મસ્ત થઇ જતો ત્યારે પોતાના ખાનગી દિવાનખાનામાંજ કોઇ રમણીના પ્રેમનો સ્વાદ ચાખતો. કેરોલાઇન એવી વખતે પતિના દર્શન કરી શકતી નહિ; પણ આવા બનાવની તેને નવાઇ ન્હોતી. તેને પોતાનું દુઃખ રોવા માટે એક સખી મળી હતી અને ભોળી કેરોલાઇન કાળી નાગણ સમી લેડી જર્સી સમક્ષ પોતાના દીલની વરાળ કાઢીને પોતા-નીજ પાયમાલીને નિમંત્રણ કરી રહી હતી.

રાતના દશ વાગ્યા હતા. પ્રિન્સ શરાબ પી ખાણું ખાઇ હમણાંજ આનંદ ભવનમાં આવી બેઠો હતો. તેની સામે ત્રણ સુંદરીઓ રસીપર તાલબધ્ધ નાચી રહી હતી સરકસમાં લોખંડના તાર પર માથે મીણ-બતી મુકીને નૃત્ય કરવામાં આવે છે તેવીજ રીતે આ રમણીઓ દોરડા પર હાવભાવથી નૃત્ય કરી પ્રિન્સને રીઝવતી હતી. થાકી જવાથી તેઓ નીચે ઉતરતી ત્યારે પ્રિન્સ તેમને શેમ્પેનની પ્યાલીઓ ભરી પાતો, અંતે નાચ બંધ થયો અને નાચનારીઓ રવાના થઇ એટલે જરમીન આવી બોલ્યો,

"સરમાર ! એક આદમી આપને મળવાને બે કલાકથી બેસી રહ્યો છે. તેણે આ ચીઠી પહોંચાડવાને ઘણી વિનંતી કરી પણ આપના રંગરાગમાં ખલેલ કરવાનું મને યોગ્ય ન લાગ્યું."

"લાવ—તેની ચીઠી લાવ." જરમીને તેને ચીઠી આપી.

પ્રિન્સ તે ચીઠી વાંચવા લાગ્યો.

નામદાર,

વખત આવતાં મને સહાય કરવાનું તમે વચન આપ્યું હતું તેનું તમને સ્મરણ હશે. તમે એ વચન ન પળો ત્યાં સુધી મારી જીંદગી સલામત નથી માટે કૃપા કરી મને બે મિનીટ મળવાની રજા આપશો.

લી. ફરીથી જીવતો થયલો

રામસે.

આ ચીઠી વાંચતાંજ પ્રિન્સ ગંભીર વિચારમાં પડયો. તેણે ચીઠીના ટુકડે ટુકડા કરી નાખી તે સગડીમાં ફેંકી દીધા અને થોડી વાર પછી રામસેને અંદર આવવા દેવાનો હુકમ કર્યો તરતજ રામસે ત્યાં હાજર થયો અને જરમીન વિદાય થયા પછી પ્રિન્સે વાતની શરૂઆત કરી.

"મી. રામસે ! તમે અહિં શા માટે આવ્યા ?"

"પ્રિન્સ ! નારાજ ન થાઓ. હું ઇંગ્લંડથી વિદાય થયો હતો—"

"તો પાછા કેમ આવ્યા ?"

"હું અમેરિકા જતો હતો અને ત્યાંથી અંગ્રેજ સરકારની માફી મેળવવા માટે તમારી મારફતે કોશેષ કરવાનો મારો વિચાર હતો; પણ સમુદ્રમાં એવો બનાવ બન્યો કે જેથી મારે ફરી લંડન આવવું પડયું–" રામસેએ જવાબ આપ્યો.

"એવો શું બનાવ બન્યો ?"

"હું ફ્રાયર ફ્લાઇ નામના જહાજ પર લીવરપુલથી માર્ચ મહિનામાં અમેરિકા જવાને રવાનો થયો. અમે અમેરીકાની નજીક પહોંચી

ગયા હતા. એવામાં રોયલ જ્યોર્જ નામના જહાજમાંના ડાકુઓએ અમારા પર હલ્લો કર્યો. લુંટારાઓએ એક ખલાસી અને મારા સિવાય બધાને મારી નાખ્યા. અમને બન્નેને રોયલ જ્યોર્જ પર લઇ જવામાં આવ્યા. એ લુંટારાઓમાંના બે જણ મારી પીછાનના નીકળ્યા. જે ગુન્હા માટે મને ફાંસીની સજા થઇ હતી તેમાં એ બે જણે મને ઘણી સહાય કરી હતી. એમાંના એક જણનું નામ જોસફ વોરન યાને મેક્સમેન છે અને બીજાનું નામ બીગ એગરમેન છે–" રામસે અત્રે અટક્યો. મેક્સમેનનું નામ સાંભળતાંજ પ્રિન્સે ભવાંનો ચીલ્લો ચઢાવ્યો. રામસેએ વાત આગળ ચલાવી: હું જાણું છું કે એ બદમાસોનું નામ સાંભળી તમે નારાજ થશો. પણ શું કરૂં ? મારે ખરી વાત કહેવી જોઇએ."

"હા. હા. એમાં તમારો કંઇ વાંક નથી. એ બે બદમાસો તમને ઓળખી ગયા ?"

"હારતો ! તેઓ મારો ભંડો ફોડી ન દે તે માટે મારે તેમની ડાકણુદી કરવી પડી."

"વારૂ–પછી ?"

"પછી અમારા જહાજ પર "ડાયેના" નામના બીજા જહાજે હલ્લો કરી બદમાસોને ગીરફતાર કર્યા."

"ડાયેનાએ ?"

"જી–હા ! ડાએનાના કેપટને જોસફ વોરન અને તેના સાથીને હાથકડી પહેરાવી દીધી. તેઓની અહીં તપાસ ચાલશે."

"અને એ બદમાસો ફાંસીએ જશે. વારૂ, "ડાયેના" પર મીગલ્સ નામનો કોઇ સખસ હતો ?"

"જી હા ! તેને માટે "ડાયેના" ને જલદી ઇંગ્લાંડ આવવું પડયું કેમકે તેને રાજદ્રોહના ગુન્હા માટે માફી મળી ગઇ હતી."

"તેણે તમને કંઇ વાત કરી હતી ?"

"નહિ. મારૂં પોગળ ફુટી જાય તે માટે હું છુપાતો ફરતો હતો. કાલે અમે પોર્ટ સ્મથમાં ઉતર્યા—"

"વારૂ–હવે તમારો હેતુ શો છે?"

"ક્ષમા! નામદાર! ક્ષમા!" રામસેએ અરજ કરી.

"તમને ક્ષમા મળે તો પણ તમે દુનીઆને મ્હોં બતાવી શકશો?"

"નહિ. પણ હમણા તો ભયથીજ મારો જીવ નીકળી જાય છે. કોઇ પણ માણુસ મને ટીકીને જુએ છે તો મને ફાંસીનું લાકડું દેખાય છે. એ ભયંકર ડરથી મને ક્ષમા મળે તો હું બચી જઇશ."

"તમે એમ સમજો છો કે તમને ઓળખનારા માણુસો તમને જોતાંજ પોલીશને સ્વાધીન કરાવી દેશે?"

"હા. મારા પર કોઇ દયા કરે એમ નથી. સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ હજુ જીવે છે તે મારા પર કદિ દયા કરે એમ નથી. એ શિવાય એક બીજા શ્રીમંત ઉમરાવ મારા શત્રુ છે. તેની સ્ત્રી મારા પર આશક થઇ હતી અને તેણેજ મને ઇંગ્લંડથી નાસી જવાની ફરજ પાડી હતી. હું અહિં પાછો આવ્યો છું તેની મને ખબર મળતાં તરતજ તે મને ફાંસીએ મોકલશે......

"તને એ ઉમરાવજાદી સાથે ક્યારે પ્રેમ થયો હતો?"

"મને સજા થયા પછી."

"તને ફાંસીની સજા પામેલો બદમાશ છે તે જાણુવા છતાં તે તારા પર આશક થઇ હતી?"

"નામદાર! તેને હું અસલમાં કોણ છું તેની ખબર ન્હોતી. તે મારી સાથે નાસી જવાને પણ તૈયાર થઇ હતી."

"વાહ!"

"નામદાર! તેને પરણ્યાને છ વર્ષ થયા છતાં તે મારી આશક થઇ ત્યારે અક્ષતા હતી."

"શું બકે છે?"

"તમે એ સ્ત્રીને સારી રીતે ઓળખો છો."

"બોલ, એ સ્ત્રી કોણ છે ?"

"કાઉન્ટેસ ઓફ ડેસબરો !"

"શું ?" પ્રિન્સ ઉછળ્યો: "તું સાચું કહે છે ?"

"હા. નામદાર ! કસમપૂર્વક સાચું—અર્લ ઓફ ડેસબરો નપુંષક છે.—"

"હવે ભેદ સમજાયો !" પ્રિન્સ ગણગણ્યો: "મી૦ રામ્સે ! તમે એને ઠીક પાઠ ભણાવ્યો. એકવાર પરપુરૂષનો સ્પર્શ કર્યા પછી કોઇ પણ સ્ત્રી છટકેલ થઇ જાય છે. થોડા દહાડાપર એલીનર સ્ત્રીવેષધારી લોર્ડ ફ્લોરેમલ સાથે ગઇ હતી—"

"એમ !"

"હા. વારૂ–હજુ તમારી તેના તરફ લાગણી છે ?"

"નહિ. બીલકુલ નહિ."

"જુઓ મી૦ રામસે ! એ અભિમાની કાઉન્ટેસ પર હું પાગલ થઇ ગયો છું." પ્રિન્સે મતલબની વાત કાઢી: "હું એકવાર તેને મારે વશ કરવા માગું છું. બોલો, તમે મદદ કરવા રાજી છો ?"

"સેવક સેવામાં હાજર છે. ફરમાવો !"

"તો જાઓ ! જે પળે તમે કાઉન્ટેસને મારા પંઝામાં ફસાવી દેશો તેજ પળે તમને હું માફીપત્ર આપી દઇશ."

"મંજુર ! એ રમણી જરૂર આપને મેળવી આપીશ." કહી રામસે વિદાય થયો.

"આહ ! અભિમાની એલીનર ! હવેજ તને ખબર પડશે કે પ્રિન્સ ઓફ વેલ્સના પ્રેમને ઠોકરે મારનાર કદિ પણ સ્ત્રી જંપી શકતી નથી—" રામસે ગયા પછી પ્રિન્સ બબડયો.

## પ્રકરણ ૧૭૦ મું.

### મારૂં શું થશે?

"એલીનર! તું આટલા દહાડા ક્યાં હતી? રટેમ્ફર્ડ મેનરમાંજ તું સવા મહિનો રહી આવી?" ડચેસ ઓફ ડેવનશાયરે કાઉન્ટેસ ઓફ ડેસબરોના દિવાનખાનામાં પગ મૂકતાં તેને વ્હાલથી ભેટતાં કહ્યું.

"હા. જો જ્યોરજીઆના! આજે મારે તારી સાથે ટંટો કરવો પડશે. તે દિવસે તેં મારી બદનામી કરવાનો વિચાર કર્યો હતો—" એલીનર જરા ગુસ્સાથી બોલી.

"ઓહ! સમજી ગઇ!—" ડચેસ હસ: "તું ચેન્સરી લેનવાળી મીસ પ્લેન્ટા જીનેટની વાત કરે છે."

"હા. તારા બદમાસ ભાઇ ફ્લોરેમલને મારી સાથે આ વેષમાં મોકલીને તેં મારૂં સત્યાનાશ વાળવાનો......"

"નહિ. નહિ. બહેન! મારો એમાં કંઇ દોષ નથી. તને ચેતાવવાનો મને સમયજ ન મળ્યો."

"તું તો બધું જાણુતી હતી છતાં તેં ફ્લોરેમલની પીછાન કરાવતી વખતે તેનું નામ મીસ પ્લેન્ટા જીનેટ કેમ દીધું હતું?"

"એલીનર! તને મારા પર વિશ્વાસ નથી? મેં કુતુહલવશ એમ કર્યું હતું પણ તને નુકસાન કરવાનો મારો હેતુ ન હતો."

"તારી વાત હું માનું છું જ્યોરજીઆના! તને હું મારી સગી બ્હેન જેવી ગણું છું. પણ તારા લંપટ ભાઇને લીધે મારી જેમ તેમ ફજેતી થતી બચી ગઇ હું તેને આ સમજી મારક્વોનેસ ઓફ વેલંડનને મળવા ગઇ. મારક્વોનેસને ત્યાં રોઝ ફોરસ્ટર નામની એક બાળા રહે છે. તે કોઇ વાર તારા ભાઇના પંજામાં ફસી હશે એટલે તેણે ફ્લોરેમલને તરત ઓળખી કાઢયો. ફ્લોરેમલ રોઝની બીક સાંભળી નાસી જતો હતો એવામાં તેને ઠોકર વાગી અને તે ધબ દઇને જમીન પર પડયો. અમે બધા ગભરાઇ ગયા. શું કરવું તે સુઝયું નહિ. અંતે મારક્વોનેસે મને ઘેર મોકલી દીધી. અને મારા

ભાઇને પોતાના ડાક્ટરને ઘેર મોકલી તેની સારવાર કરાવી. જો મારક્વીનેસે બબાઇ ન કરી હોત તો તારા ભાઇની આબરૂના પણ કાંકરા થઇ જાત—એલીનરે વાત પુરી કરી.

"ખરી વાત છે, બહેન! પણ એકવાર તારા કરતાં પણ મારી હાલત મુશ્કેલ થઇ પડી હતી અને તે પણ તારાજ નવા બંગલા સ્ટેમ્ફર્ડ મેનરમાં!" ડચેસ ઓફ ડેવનશાયરે કહ્યું: "બે ત્રણ મહીના પહેલાં સ્ટેમ્ફર્ડ મેનરમાં મેં એક ખુબસુરત પુરૂષ સાથે રાત પસાર કરી હતી."

"શું! એક દહાડો પ્રિન્સ કોઇ સ્ત્રીને લઇને ત્યાં ગયો હતો એવી વાત સાંભળી છે તે સ્ત્રી તું હતી!"

"હા. બહેન! તારાથી કંઇ છુપું નથી. પ્રિન્સ મારા પ્રેમી હતા. પણ મીસીસ ફીટઝ પર તેણે જુલ્મ ગુજારવા પછી મારૂં મન ઉતરી ગયું છે. તારા મકાનના માળી અને તેની સ્ત્રીએ અમારી ઘણી ખાતરદારી કરી હતી. એ લોકોએ ત્યાં ભુત નીકળવાની વાત કરી હતી!"

"ભુત!" એલીનર હસી: "નહિ. એવી વાત કોઇએ કરી નથી."

"જો વાત એમ બની કે પ્રિન્સની સાથે હું બકીંગહામ શાયરના મારા ઘરમાં જ્યોર્જીઆની તબીઅત જોવા ગઇ હતી. ત્યાંથી પાછા ફરતાં સ્ટેમ્ફર્ડ મેનર આગળ અકસ્માત ગાડી તુટી જવાથી અમે તારા ઘરમાં આશરો લીધો તે વખતે ત્યાં મી. પેજ નામનો સખસ તેની સ્ત્રી સાથે હતો. પ્રિન્સ પેજને ઓળખતા હતા. મી. પેજે વાતમાં ને વાતમાં અમને કહ્યું કે લાયબ્રેરીમાં એલ્સબરીની બેંકમાં દગાબાજી કરવા માટે ફાંસીની સજા પામેલા ફીલીપ રામસેનું ભુત તેણે જોયું હતું."

આ સાંભળતાંજ એલીનરના ચહેરા પરનો રંગ ઉડી ગયો. તેનું આખું શરીર કમ્પી ઉઠયું. અચાનક ચીસ ન પડાઇ જાય તે માટે તેણે દાંતથી હોઠ ચાંપ્યા. આ જોઇ જ્યોરજીઆના એકદમ ઉભી થઇ અને એલીનરનો હાથ પકડી બોલી: "આ શું! એલીનર! તારી તબીઅત બગડી છે?"

"નહિ. નહિ. હવે ઠીક છે. તારી વાત આગળ ચલાવ." જેમ તેમ સ્થિર થઇ એલીનરે જવાબ આપ્યો.

"બ્હેન! તારી આવી હાલત થવાનું કારણ શું? તું ભુતની વાતથી ડરી જાય એવી નથી. જો તું મને ખરેખર ચાહતી હોય તો સાચી વાત કર."

હવે એલીનર ચુપ રહી શકી નહિ. તેની મનોહર આંખોમાંથી દડદડ આંસુ નીકળી પડયાં અને તે જ્યોરજીઆનાને વળગીને બબડી: "બ્હેન! હું બહુજ દુ:ખી છું."

"શાંત થા! બ્હેન!" જ્યોરજીઆના આંસુ લુછતી બોલી.

"જ્યોરજીઆના! શું શાંત થાઉં? હું ઘણીજ બદનસીબ છું. આજે મારી ભારી છાતી તારી આગળ હલકી કરી નાખીશ."

"થોડાક મહિનાપર તેં મને તારા દીલના દર્દની વાત કરી હતી. શું બીજી કોઇ એવીજ વાત છે?"

"બીજી ઘણી વાત છે, જ્યોરજીઆના! તેની યાદ આવતાંજ છાતી ફાટી જાય છે. બોલ, પહેલાં તારી વાત પુરી કર."

"જેવી તારી મરજી. પેજે અમને ફીલીપ રામસેના ભુતની વાત કરી એટલુંજ નહિ પણ તેનો એક ફોટો પણ બતાવ્યો. એ ફોટો શયનગૃહના બીછાના નીચેથી મળ્યો હતો. લેડી સ્ટેમ્ફર્ડ તેની આશક હતી તેથી કદાચ રામસેનો ફોટો તેણે રાખ્યો હશે. આવો ખુબસુરત જવાન આવાં નીચ કામ કરતો હશે એમ હું માની શકી નહિ."

એલીનર દીર્ઘ નિસાસા નાખવા લાગી.

"બ્હેન! તે પછી અમે શયનગૃહમાં ગયા." ડચેસે વાત ચલાવી: "બે ત્રણ મીનીટ ભાગ્યેજ થઇ હશે એટલામાં તેનું દ્વાર ખુલ્યું અને જેનો ફોટો જોયો હતો તેજ ફીલીપ રામસે અમારી નજરે પડયો."

"એ પાપી ક્યાં?" એલીનર ચીસ પાડી ઉઠી.

"એલીનર! તું આમ કેમ કરે છે? તને રામસે સાથે પીછાન હતી?"

"નહિ નહિ."

"તેને જોતાંજ હું ભયથી વ્યાકુળ થઇ પ્રિન્સને વળગી પડી. પણ પ્રિન્સ એમ કરે એવા નથી. તેણે રામસેને હિમ્મતથી તે કોણ છે એમ પૂછતાં અમે અદભૂત વાત સાંભળી. તેને ફાંસી દેવામાં આવી હતી પણ તે મરી ગયો નહોતો. બેભાન હાલતમાં તેને લાશ સમજીને એક ડાકટરને ત્યાં લઇ જવામાં આવતાં તેને ભાન આવ્યું અને ત્યાંથી તે નાસી છુટયો. તે પછી એક પરમાર્થી ગૃહસ્થને ત્યાં તેને આશરો મળ્યો પણ તેનું તેણે નામ દીધું નહિ."

"પછી ?"

"પછી તે પ્રિન્સ પાસે માફી મેળવવાની વિનંતિ કરવા લાગ્યો. પ્રિન્સે પ્રથમ ના પાડી ત્યારે તેણે મારી બદનામી કરવાની ધમકી આપી. આથી પ્રિન્સે તેને ઠંડો પાડી રવાના કર્યો." ડચેસે વાત પૂરી કરી.

"બ્હેન ! મારા પર દયા રાખજે. મારી દયાજનક કરમકથા સાંભળી મને ધિક્કારતી ના." એલીનર રડતી રડતી બોલી: "એજ બદમાસ રામસેને મારા ઘરમાં આશરો મળ્યો હતો અને તે મારોજ સત્યાનાશ વાળી ગયો છે."

જ્યોરજીઆના આ વાત સાંભળતાંજ અવાક થઇ ગઇ. "ખરેખર ?"

"હા. બ્હેન ! હા. એ વાતની-મારા પાપની મારા પતિને પણ ખબર પડી ગઇ–" એલીનર દડદડ આંસુ રડતી બોલી: "હું પરણેલી છું. મારા પતિ હયાત છે; છતાં મારી મનોવ્યથા કેવી છે તે તું જાણે છે. મારૂં મન વાસનાના અંગારથી બળી રહ્યું હતું પણ તન પવિત્ર હતું. મેં પ્રિન્સ ઓફ વેલ્સના પ્રેમને ઠોકરે માર્યો હતો. એવામાં રામસે એક અસહાય પરદેશી તરીકે અમારે ત્યાં આવ્યો હું તરતજ તેના પ્રેમમાં પડી ગઇ. થોડા દિવસ અમે સ્વર્ગ સુખ અનુભવ્યું. પછી એક દિન એક ચિત્રકાર ફાંસીએ ગયલા રામસેનું ચિત્ર લઇ આવ્યો. તે જોતાંજ મેં ભયંકર ચીસ પાડીને મારા સ્વામીની નજર સામેજ બેભાન થઇ ગઇ."

"પછી શું થયું ?"

"મારા પતિ ઘણા ઉદાર છે. તેજ સમયે તેણે રામસેને અમેરિકા મોકલી દીધો અને મને ક્ષમા આપી." એલીનર બોલી.

"તું હજુ પણ રામસેને ચાહે છે ?"

"નહિ—નહિ. હવે એ પાપીને હું ધીક્કાર છું."

"ઇંગ્લાંડથી ગયા પછી તેણે તને કદી પત્ર લખ્યો હતો ?"

"નહિ. એ બદમાસ મોતનેજ લાયક છે."

"એક બીજી વાત પુછું એલીનર ! ખોટું ન લગાડાતી. તેં બીજા કોઇ સાથે પ્રેમ કર્યો છે ?"

"નહિ. બહેન ! પ્રથમ મારા પતિ પર મને ધિક્કાર છુટતો હતો. પણ હવે એ મારા આદરને પાત્ર થયા છે. એમણે મને અન્યાય કર્યો હતો. પણ મેં જે પાપ કર્યું છે તે તેથી ભયંકર છે; એ પાપ માટે મારા ઉદાર સ્વામીએ મને તરતજ ક્ષમા આપી ત્યારથી હું મનને મારતાં શીખી છું."

આવી આવી વાતો કરી જયોરજીઆના વિદાય થઇ. એલીનર દશેક મીનીટ ગંભીર ચહેરે બેસી રહી એવામાં નોકર તેને એક ચીઠી આપી ગયો. તે ચીઠી પરના અક્ષર જોતાંજ એલીનર થરથરી ગઇ. બે ચાર લીટી વાંચતાં તેની આંખે અંધારા આવ્યા અને તે બબડી: "ઓ પ્રભુ ! મારૂં શું થશે !"

# પ્રકરણ ૧૭૧ મું.

## આશક માશુક.

એલીનરની દશા ઉપર જણાવી તેવી હતી તેજ સમયે લેડી લીટીશીઆ ઘણે વખતે પોતાના પ્યારા ટીમ મીગલ્સ સાથે ડીનર લેતી બેઠી હતી. લેડી લીટીશીઆ બેડ તેના પતિ સર જોનની હયાતી દરમીયાન ઘણી સ્વચ્છંદ હતી; પણ આજે તેણે શોકદર્શક કાળાં વસ્ત્રો પહેર્યાં હતાં. હંમેશાં તે મરદાના લીબાસમાં રહેતી હતી પણ તે તજીને તેણે સ્ત્રીનો પોશાક ધારણ કર્યો હતો. ટીમ તેનો આશક હતો અને લીટીશીઆ તેના પર જીવજાનથી કુરબાન હતી. પ્રિન્સની નીચતાથી મીગલ્સને દેશપાર કરવામાં આવ્યો હતો અને પ્રિન્સને નમાવીને એમેલીનેજ ટીમને પાછો ઇંગ્લંડમાં બોલાવ-વાની ઇંગ્લંડના પાટવીને ફરજ પાડી હતી. બન્ને જણા ઘણા દિવસે મળવાથી અનેક જાતની વાતચીતમાં મશગુલ થઇ ગયા હતા. ટીમનો ચહેરો ચિંતાતુર જણાતો હતો. લીટીશીઆએ તેને વાતથી વાકેફગાર કર્યો હતો. પ્રથમ પ્રિન્સના માણસો ટીમને ઘેર જઇ તેના કાગળીઆ ઉપાડી ગયા હતા. તે પાછા મેળવવા માટે એક રાતે લીટીશીઆએ પ્રિન્સને બનાવ્યો હતો. તે પછી સર જોનના ઘરપર હલ્લો કરીને પ્રિન્સના મવાલીઓ સર્વ કિંમતી પત્રો પાછા ઉઠાવી ગયા એ વાત જાણવાથી ટીમને શોક થાય તે સ્વાભાવિકજ હતું. એ બિચારાની સઘળી આશા એ કાગળો પર હતી.

"લીટીશીઆ! આપણી બધી આશા ધુળમાં મળી ગઇ!" થોડી-વાર ચુપ રહયા પછી ટીમે કહ્યું.

"હા. એમ લાગે છે તો ખરું." લીટીશીઆ હસી: "તારા નસિબ ડયુક થવાનું ને મારે ડચેસ બનવાનું નહિ લખાયું હોય!"

"બદમાશ પ્રિન્સનાજ આ બધા કારસ્તાન છે." ટીમ ગુસ્સાથી બરાડયો. તે જોઇ લીટીશીઆ ઉલટી હસી.

"ટીમ! શું તું વેર લેવાને આતુર થઇ ગયો છે? મને ડચેસ બનાવવાની જરા પણ આશા આપી શકતો નથી!"

"લીટીશીઆ ! મારે તારા સિવાય બીજું શું છે ? તને સંતુષ્ટ રાખવા માટે હું ગમે તે કરવાને તૈયાર છું. આપણે બન્ને પ્રિન્સને સપાટામાં લેવા ચાહીએ છીએ પણ તે આપણા હાથમાં આવે તે દરમીયાન આપણે બે——"

"જો સાંભળ ટીમ ! મારી એક વાત સાંભળી લે." લીટીશીઆ વચ્ચે બોલી: "મારા મરનાર પતિ મારા જેવી તુચ્છ સ્ત્રીને અત્યંત પ્રેમથી ચાહતા હતા તેથી એક વર્ષ સુધી હું શોક પાળીશ પછી-"

જે સ્ત્રી શ્રીમંત અને સ્વતંત્ર છે તે હજુ પણ પોતાના જેવા કંગાળને ચાહે છે એ વાત સાંભળી ટીમનું હૃદય પુલકિત થયું. તે બોલ્યો: "ચાલ આપણે પરણી [illegible]એ."

"ચુપ રહે. હમણાં નહિ. એક વર્ષ સુધી આપણે બન્ને પવિત્ર ભાવે રહીશું. સર [illegible]નની હયાતી દરમીયાન હું ગમે ત્યાં રખડયા કરતી હતી પણ તેના મરણ પાછળ હું પવિત્રતા જાળવવા માગું છું. આટલું કહેતાં તેની સુંદર આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

" લીટીશીઆ ! વ્હાલી ! તું કહે તેમ કરવાને હું તૈયાર છું." કહી તેણે પોતાને હાથે તેના મોહક ગાલપરના મોહક અશ્રુબિંદુ ખખેરી નાખ્યા."

" લુચ્ચા ! આ રીતે પ્રતિજ્ઞા પાળે છે કે ?" વીણાના ઝણકાર જેવું મધુર હાસ્ય કરતી માયાવિની લીટીશીઆ બોલી: " ટીમ ! હું મશ્કરી કરતી નથી. એક વર્ષ સુધી તારી ઝાઝી ચાલાકી ચાલશે નહિ. આવતી વખતે એક અને જતી વખતે એક ચુંબન સિવાય મને બીજો કોઇ પણ જાતનો વિલાસ જોઇતો નથી."

" પણ વર્ષ વીત્યા પછી ?"

" પછી તું કહે તેમ–"

" ભલે સુંદરી ! તમારો હુકમ માનવાને સેવક તૈયાર છે." આજ સમયે તેને રોઝ ફોરસ્ટરની યાદ આવી ને તેણે લાંબો નિશ્વાસ નાખ્યો."

" ટીમ ! કેમ નિસાસા નાખે છે ?"

"અમસ્તો ! મારી દશા તો તું જાણે છે. ત્રણ મહીના પહેલાં પ્રિન્સ આપણો ગુલામ હતો. આજે તેને આપણી જરા પણ પરવા નથી."

"તું શું કરવા માગે છે ? મેં મારકવીસ ઓફ કૃપને તો ખુબ ચઢાવી મુક્યો છે. તે પોતાના નાણાના પ્રિન્સ પર તગાદા કરે છે પણ હજુ તેને કંઇ મળ્યું નથી."

"તેં જે કરવાનું હતું તે બધું કર્યું છે. હવે કંઇ બાકી નથી."

"પ્રિન્સના કાળાં કામોની એક ચોપડી છપાવી પ્રગટ કરીએ તો કેમ ?"

"તે તો સહેલાઇથી થઇ શકે; પણ આપણને સજા ન થાય અને પ્રિન્સ આપણા પંજામાં સપડાય એવું કરવાની જરૂર છે." ટીમે જવાબ આપ્યો.

"ટીમ ! આજથી તું એની પાછળ પડ, એ શું કરે છે, ક્યાં જાય છે, તેની જાસુસી કર. મારી ખાત્રી છે કે એ જરૂર સપડાઇ જશે."

"મને પણ તારી સલાહ ઠીક લાગે છે. ગઇ રાતે કાર્લટન મેન-શનમાં ત્રણ નર્તકી નાચવા ગઇ હતી તે પરથી લાગે છે કે લગન કર્યા પછી પણ એ પોતાની આગલી ટેવ ભુલ્યો નથી. આઠ વાગ્યા છે. હું જરા કાર્લટન મેન્શન તરફ ચક્કર મારી આવું–" કહી ટીમે ટોપી પહેરી.

"ટીમ ! હવે ખાવા અહીં આવજે હં ! આવશે ને ?"

"જરૂર આવીશ. જામીન જોઇએ તો લે આ ચાબુક !" કહી ટીમે ચાબુક ટેબલ પર ફેંકી અને લીટીશીઆના ગળામાં હાથ નાખી તેને એક ચુમી લઇ લીધી.

"જા, બદમાસ ! આ શું !"

"તેંજ કહ્યું હતું ને કે એક ચુંમી આપતી વખતે મેં એક ચુંમી જતી વખતે–"

"જા–જા–લુચ્ચા !" મદભરી નજરે લીટીશીઆ પોતાના આશકને જોઇ રહી."

# પ્રકરણ ૧૭૨ મું.

## બીગલ્સની જાસુસી.

પ્રિન્સને ફરીથી પોતાના પંઝામાં સપડાવવાનો વિચાર કરતાં બીગલ્સનું મન ફરીથી પ્રફુલ્લ થયું અને તે સેંટ જેમ્સ સ્કવેર જવા માટે ઉપડયો. રસ્તામાં મોલ રોડ આવતો હતો. હવાના સીગારનો ધુમાડો કાઢતો કાઢતો મોટાં મોટાં ઝાડો નીચેથી તે પસાર થઇ ગયો. કાર્લટન મેન્શન પાસે જઇ પહોંચતાં તેણે ત્રણ ચાર આંટા માર્યા. બારી પર પરદા પડયા હતા એટલે રાજમહેલમાં શું થતું હતું તેની તેને ખબર પડી નહિ. એવામાં એક લાંબો પુરૂષ ઓવરકોટથી પોતાનું આખું શરીર ઢાંકી બહાર નીકળ્યો. તેણે પોતાનું મ્હોં ન દેખાય એવી રીતે હૅટ પહેરી હતી. એ માણસ તેની પાસેથી પસાર થઇ ગયો. તેને જોતાં બીગલ્સને લાગ્યું કે આ માણસ તેણે કયાંક જોયો છે. પણ તે તેનો ચ્હેરો જોવાની કોશીષ કરે એટલામાં તો તે ઝાડોની ઘટામાં વીજળીક વેગે અંતર્ધાન થઇ ગયો.

બે પલ વિચાર કરતાં બીગલ્સને યાદ આવ્યું કે સ્ટીમર ડાગ્મોના-પરનો ગરટેવ વેકફીલ્ડજ તેની પાસેથી પસાર થઇ ગયો હતો. મેગ્સમેન અને બીગ બેગરમેને જહાજપર કરેલી લુંટનો તે સાક્ષી હતો. ડાગ્મોનાપર આ માણસ હંમેશાં એકલો રહેતો હતો ત્યારથીજ બીગ-લ્સને તેના પર શક ગયો હતો. લંડનમાં–કાર્લટન મેન્શનમાંથી તેને બહાર નીકળતાં તેને લાગ્યું કે આ માણસ જરૂર ભેદી હોવો જોઇએ. આવો વિચાર આવતાંજ તે ફીલીપ રામસે જે દિશાએ ગયો હતો તે તરફ ઝડપી વેગે ચાલવા લાગ્યો.

બીગલ્સ ધીમે ધીમે આગળ વધતો હતો એવામાં તેને કાને કોઇના પગલાંનો અવાજ સંભળાયો. તરતજ તેણે સીગાર બુઝાવી નાખી અને તે એક વૃક્ષના થડની પાછળ સંતાઇ ગયો. તે સંતાયો કે તરત એક લાંબી વ્યકિત ત્યાંથી પસાર થઇ ગઇ. તેની સાથે એક બીજી વ્યકિત હતી. બીગલ્સ શ્વાસ રોકીને છુપાઇ ગયો. વેકફીલ્ડ અને તેની સાથી બન્ને એક બેંચપર બેઠાં અને ધીમે ધીમે વાત કરવા

આવ્યાં ત્યારેજ મીસીસની ખાત્રી થઇ ગઇ કે વેકફીલ્ડની સાથે વાત કરનારી કોઇ સ્ત્રી હતી.

"તને મારી ચીઠી મળી હતી ?" રામસેએ પોતાની સાથી—એલીનર ઉર્ફે કાઉન્ટેસ ઓફ ડેસબરોને પુછ્યું.

"હા. તેથી તો હું અહિં આવી છું. તમારે લીધે હું પણ દુઃખી થઇ છું; છતાં તમે મને શા માટે ફરીથી સતાવવા અહિં આવ્યા છો ?"

"તું શું એમ કહેવા માગે છે કે તારે મારે હવે કંઇ સંબંધ નથી ? તું મને પહેલાં જેવા પ્રેમથી ચાહતી હતી તેવીજ રીતે હવે ધિક્કારે છે ?"

"જે થવાનું હતું તે થઇ ગયું. મને તે માટે પારાવાર પસ્તાવો થયો છે. જો મારા પર તમારો જરા પણ પ્રેમ હોય તો હવે મારો પીછો છોડી દો." એલીનરે કહ્યું.

"નિષ્ઠુર ! તારી વાત પરથી તો એમ લાગે છે કે હવે તારો મારા પર જરા પણ પ્રેમ નથી. અફસોસ કાઉન્ટેસ ઓફ ડેસબરો આટલી બદલાઇ ગઇ છે ?"

"ચુપ ! મારૂં નામ ન લો. અહિં ઘોર અંધારૂં છે. કોઇ કદાચ આવીને આપણી વાત સાંભળી લે તો—"

"મને તેનો જરા પણ ડર નથી. મારી વાત સાંભળી લે. જો કોઇ આવશે તો તેના પગલાંના અવાજથી આપણે સાવધ થઇ જઇશું. યાદ કર. એકવાર તું મારે માટે ધન, માન, પદવી, આબરૂ સર્વને ઠોકરે મારીને મારી સાથે નાસી જવાને તૈયાર થઇ હતી. મારી સાથે કલાકોના કલાક વાત કરતાં તું ધરાતી ન હતી. પણ આજે ! આજે તુંજ મારી સાથે બે ચાર મીનીટ પણ વાત કરવા માગતી નથી."

"તમને હું પ્રાણથી પણ વધારે ચાહતી હતી તે હું કબુલ કરૂં છું. પણ સંજોગવશાત એ સર્વનો નાશ થયો છે તેમાં મારો કંઇ દોષ નથી."

"જો તને એવી ખબર હોત કે ગરટેવ વેકફીલ્ડ ફાંસીના લાકડા પરથી બચી ગયલો ફીલીપ રામસેજ છે તો તું મને ચાહત ખરી?"

"તમારી વાત સાંભળી મને ભય લાગે છે. જો કોઇ સાંભળશે તો તમારી શી હાલત થશે ? લોકો મારે માટે શું કહેશે ?" એલી-નર સમજાવવા લાગી.

"મારૂં જે થવાનું હશે તેની મને દરકાર નથી. આટલા દિવસ હું જે આશાથી જીવી રહ્યો હતો તે આશાજ નષ્ટ થવા બેઠી છે પછી મારે કરવા જેવું શું છે ?"

"આશા ! શાની આશા ? તમે શા માટે આ દેશમાં પાછા આવ્યા ? તમે મારા પતિના ગુસ્સાથી ડરતા નથી ? જો તમે પાછા આવ્યા છો એવી મારા સ્વામીને ખબર પડશે તો તમારા શા હાલ થશે !"

"તારે તેની ચિંતા કરવાની જરૂર નથી. હું મારૂં કલ્યાણ સારી પેઠે સમજું છું. મને તારા પ્રેમ પર વિશ્વાસ હતો. હું સમજતો હતો કે હું ગમે તેવો હોઇશ તો પણ તું મને અખંડ પ્રેમથી ચાહશે. મેં ગમે તેવાં બદકર્મો કર્યા હશે પણ જો તું મને ચાહતીજ હોત તો તું મને સુધારવાની કોશીષ કરત. પણ અફસોસ ! તારૂં મન તદન બદલાઇ ગયું છે—" કહી રાંમસે જાણે કેટલુંક દુઃખ થતું હોય તેમ નિસાસા નાખવા લાગ્યો.

"તમારી વાત પરથી મને લાગે છે કે હજુ તમે મને ચાહો છો. જો એમ હોય તો કૃપા કરી અહિંથી ચાલ્યા જાઓ. મેં અહિં આવવામાં ભારી જોખમ વહોર્યું છે. મારા પતિની ઉદારતા જોઇ હું તેમની દાસી થઇ ગઇ છું. હવે મારાથી કંઇ પણ અનુચિત કર્મ થઇ શકે તેમ નથી."

"બસ બસ ! તું મને ધિક્કારે છે તે તારી વાત પરથી સાબીત થઇ જાય છે. પણ હું તને કોઇ પણ રીતે દુઃખી કરવા માગતો નથી. મારી ફકત એકજ અરજ છે. બોલ, મારી છેલ્લી વિનંતી મંજુર કરશો ?"

"શું ?"

“એજ કે જેવી રીતે સોળે શણગાર સજીને તું મને મળતી હતી તેવી રીતે તારી રૂપરાશિનું દર્શન કરવાની મને ફક્ત એકજ તક આપ—” રામસેએ છેલ્લી ભિક્ષા માગી.

“તમે પાગલ થઇ ગયા છો! આજે તમને મળવા આવતાં મને કેટલી મુશ્કેલી પડી છે તે મારૂં મન જાણે છે. જો હું ફરીથી તમને મળું તો મારા સ્વામીને શક જશે. મહેરબાની કરી મને છોડી દો.”

“તું મને પાગલ કહે કે ગમે તે કહે. જો એલીનર! આ મારી છેલ્લી ભિક્ષા છે. હમણાં જો મારી મરજી પડે તો હું તારા ગળામાં હાથ નાખી તારા અધરરસનું પાન કરી શકું એમ છું. પણ તું જુએ છે કે મારો ઓવરકોટ પણ તને સ્પર્શ કરતો નથી. જે થયું તે માટે મને પસ્તાવો થાય છે. હું તને કોઇ પણ રીતે દુઃખી કરવા માગતો નથી. ફક્ત એકવાર મને પ્રથમના જેવી તારી મોહિની મુર્તિ જોવા દે. બસ, તે પછી હું કદિ પણ તને મારૂં મ્હો દેખાડીશ નહિ.” રામસે નાટકી અદાથી બોલ્યો.

એલીનર થોડીવાર ચુપ રહી. તે પછી તે બોલી: “જો તમારી માગણી હું મંજુર કરૂં તો તમે કસમ ખાઇને ફરીથી મને નહિ મળવાનું વચન આપો છો?”

“હા. તું કહે તેવા કસમ ખાવાને હું તઇયાર છું.”

“તો જાઓ. કાલે સાંજે હું હાઇડપાર્ક આગળથી મારી ગાડીમાં બનીઠનીને પસાર થઇ જઇશ.

“તું જાણે તો છે કે મારાથી જાહેર રસ્તા પર ફરાય તેમ નથી.”

“બરાબર! ત્યારે શું કરવું?”

“હું શું કહું? તુંજ કોઇ સ્થાન નક્કી કરને!”

“વારૂ, અમેં સ્ટેમ્ફર્ડ મેનર ખરીદી લીધો છે તે તમે જાણો છો?”

“હા.”

"તમને ત્યાં આવવામાં કંઇ વાંધો છે ?"

"તારા દર્શન માટે હું ગમે ત્યાં આવવાને તૈયાર છું."

"તો જાઓ ! સ્ટેમ્ફર્ડ મેનરના પાછલા દિવાનખાનામાં કાલે રાતે નવ વાગે મને મળજો."

"તારો આભાર વ્હાલી ! પણ જોજે ! તારા સારામાં સારા વસ્ત્રાલંકાર ધારણ કરજે."

"તેની તમે ચીંતા ન કરો. પણ જોજો હું તમને પાંચ મીનીટથી વધુ વાર મળી શકીશ નહી."

"બસ, મને એટલો લ્હાવો મળશે તોય પુરતો છે."

"અને પછી તમે મને કદી નહી સતાવો ને ?"

"તને મારા પર વિશ્વાસ નથી ? હું સોગન ખાઇને કહું છું કે ફરીથી હું તને કદી પણ મારૂં મ્હો બતાવીશ નહી."

"તો કાલે રાતે નવ વાગે આવજો. બગીચાનો પાછલો ફાટક હું ખુલ્લો રાખીશ. એ ફાટકની પાસે જે પુતળું છે તેના હાથમાં છુપા દાદરની ચાવી હું મુકી રાખીશ."

"ચાલો ત્યારે ! હું રજા લઇશ."

"ભલે વ્હાલી ! કાલે રાતે હું તારા દર્શન કરવા હાજર થઇશ."

એલીનર તરત ઉભી થઇ અને રામસેને બીજું કંઇ પણ કહ્યા વીના તે ત્યાંથી ત્વરીત વેગે ચાલતી થઇ. તે ગયા પછી રામસે બબડયોઃ "અહા ! તું બહુ અભીમાની છે; પણ આજે આબાદ મારા ફંદામાં ફસી છે. તું એમજ સમજે છે કે હું તારા પર મુગ્ધ છું. પણ નહિ. હવે તો હું તને પ્રિન્સ પાસે વેચી નાખી મારી સ્વતંત્રતા ખરીદી લઇશ." આટલું બબડી તે ઝડપથી કાર્લટન મેનશન તરફ ચાલ્યો ગયો.

મીગલ્સ હવે પોતાની છુપી જગ્યાએથી બહાર નીકળ્યો. અને સીધો લીટીશીઆને ત્યાં ગયો. કાર્લટન મેનશન પર જાસુસી કરવા જતાં આવી અગત્યની ખબર મળશે એવી તેને આશા પણ ન્હોતી,

એલીનર અને રામસેની વાતચીત પરથી તેની ખાત્રી થઇ કે બહમાસ રામસે એલીનરને ફસાવવા તૈયાર થયો હતો. આ ખબર મળતાં તેની ખુશાલી વધી ગઇ. લીટીશીઆને તેણે આ વાત કરી તે સાંભળીને તે તો હસી હસીને ગાંડી થઇ ગઇ.

"જો મેં તને સલાહ આપી તેનું કેવું સુંદર પરિણામ આવ્યું ?"

"હા વ્હાલી ! આ ખબર ઘણીજ કીંમતી છે. રામસેએ ગમે તે રીતે પ્રિન્સને પોતાના કબજામાં લીધો છે અને એલીનરને ફસાવીને તે બાઝી મેળવવા માગે છે એ તો સ્પષ્ટ જણાય છે—હશે ! હવે બચ્ચાજી ક્યાં જવાના છે ?" કહી તેણે લીટીશીઆને ચુમીપર ચુમી લેવા માંડી."

"બહમાસ ! આ શું ? તેં આવતાંની સાથેજ મને સાત સાત ચુમી લીધી ! આવી રીતે વચન પાળે છે ? કૃત્રિમ ગુસ્સો કરતી લીટીશીઆ બોલી.

"સુંદરી આજે આનંદનો દિન છે."

"વારૂં, વારૂ ! હવે મીયા ! જરા આઘેથીજ વાત કરજો."

તે પછી બન્ને જણા આનંદથી ભોજન કરવા લાગ્યાં.

# પ્રકરણ ૧૭૩ મું.

## રંગમાં ભંગ.

બીજે દિને સવારે અર્લ અને કાઉન્ટેસ ઓફ ડેસબરો સ્ટેમ્ફર્ડ મેનરમાં ગયાં. ત્યાં ગયા પછી અર્લ ઘોડેસ્વાર થઇ પોતાની જાગીર તપાસવા ગયો અને એલીનર પોતાના રૂમમાં જઇ એક ચીઠી લખવા બેઠી. ચીઠી લખી તે અર્લના રૂમમાં ગઇ. ત્યાં જઇ તેણે ટેબલમાંથી એક રીવોલ્વર અને ખંજર કાઢયાં. તે લઇ તે રામસેને જે ઓરડામાં મળવાનું તેણે વચન આપ્યું હતું તેમાં ગઇ. ત્યાં જે છૂપો દાદર હતો ત્યાંથી બગીચામાં અને મકાનના બીજા ભાગમાં જવાતું હતું. એ દાદરની પાસે દિવાનખાનું, તેની પાસે શયનગૃહ અને શયનગૃહની પાસે વસ્રો બદલવાનો ઓરડો હતો. લોકો કહે છે કે આજથી તેત્રીસ વર્ષ પહેલાં ત્રીજા જ્યોર્જની ગુપ્ત પત્ની હન્ના લાઇટફુટને આ જગ્યાએ રાખવામાં આવી હતી.

દિવાનખાનામાં એક ટેબલના ખાનામાં ખંજર અને રિવોલ્વર છૂપાવી એલીનર બગીચામાં ગઇ. ત્યાંના પત્થરના પૂતળાના હાથમાં તેણે દાદરની ચાવી મુકી અને બગીચાનો ફાટક ખોલી તેની ચાવી પોતાની પાસે રાખી લીધી.

થોડીકવાર બગીચામાં ફરી તે ઘરમાં ગઇ. જેમ તેમ સાંજ પડી. સાંજ પડતાંજ તેણે સોળે શણગાર સજ્યા. જાણે પ્રથમ રાત્રીએ પ્રિયતમને મળવા જતી હોયની તેમ તેણે પોતાની સુંદર દેહલતા શણગારી. ૭ વાગે તે ભોજનગૃહમાં ગઇ ત્યારે અર્લ તેનો ઠાઠ જોઇને ચકિત થઇ ગયો પણ તેને શંકા ઉપજી નહિ. ભોજન લીધા પછી એલીનરે જરા શરાબ પીધો. સાડાઆઠવાગે તે પોતાના રૂમમાં પાછી ફરી અને અર્લ લાયબ્રેરી રૂમમાં ગયો.

પોતાના રૂમમાં જઇ એલીનરે આયનામાં મ્હો જોયું તો પોતાનું અપૂર્વ સૌન્દર્ય જોઇને ચોંકી ગઇ. આવું રૂપ જોઇ રામસે વિકારી થઇ જશે તો ? તરત ખંજર અને રીવોલ્વર યાદ આવ્યા. તે પછી પોતે બપોરે લખેલી ચીઠી છાતીમાં છૂપાવી અને રામસેને મળવાના

ઓરડામાં ગઇ. બહારથી રોશની ન દેખાય તે માટે તેણે બારી પરના પરદા પાડી નાખ્યા. એજ વખતે કોઇ ધીમેથી છૂપા દાદરના પગથીઆ ચઢવાનો અવાજ સંભળાયો. એલીનર સાવધ થઇ. થોડીજ વારમાં એક પુરૂષ પોતાનું આખું શરીર ઢાંકી દાદર ચઢી દિવાનખાનામાં આવ્યો તેનું મ્હો દેખાતું ન્હોતું. સીધો તે એલીનરની સામે જઇ ઉભો. તેણે માનને ખાતર હૅટ પણ ન ઉતારી. એલીનરને આ વર્તન યોગ્ય ન લાગ્યું. તેણે આંખ ફાડીને આવનારનો ચ્હેરો જોયો અને તે જોતાં સાથેજ તેના મ્હોમાંથી એક ચીસ નીકળી ગઇ. આવનાર ફીલીપ રામસે ન્હોતો; પણ ઇંગ્લંડનો પાટવી કુમાર હતો. એલીનર પોતાને ઓળખી ગઇ છે તે જાણતાંજ પ્રિન્સે હૅટ અને ઓવરકોટ કાઢી દૂર ફેંકી દીધા અને પોતે નફટાઇથી એલીનરનું મ્હો ટીકતો ઉભો.

"આહ ! દગો !" એલીનર થરથરતી બોલી: "આ દગાનો અર્થ શો ?" તેની આંખમાંથી અંગારા વરસવા લાગ્યા.

"સુંદરી ! ગભરાઓ ના. મહેરબાની કરી મારી વાત સાંભળી લો." એલીનરનો ગભરાટ જોઇ પ્રિન્સ બોલ્યો. પ્રિન્સ રામસેને બદલે આવ્યો છે એ વાત એલીનર સમજી ગઇ હતી. આ પરથી તેની ખાત્રી થઇ ગઇ કે તે રામસેની આશક હતી તેની પ્રિન્સને ખબર પડી ગઇ હતી. પ્રિન્સ જેવો નિષ્ઠુર અને કામી પુરૂષ પર તેને જરાપણ વિશ્વાસ ન્હોતો. લાચાર થઇ તે અધમુઇ જેવી એક સોફા પર બેસી ગઇ.

"લેડી ડેસબરો ! તમે મારા પંજામાં આબાદ સપડાયા છો. હવે મારી વાસના પણ તૃપ્ત થશે અને તે સાથે વેર પણ વળી જશે. ઘણા દિવસથી હું તારા પ્રેમ માટે તળવળતો હતો; પણ હવે તારે તારી મેળેજ મારે શરણે થવું પડશે." પ્રિન્સ આંખ વાળીને હસતો હસતો બોલ્યો.

"કદિ નહિ–કદિ નહિ." કહી એલીનર ટેબલ પાસે ગઇ કે જેના ખાનામાં તેણે કાતિલ હથીઆરો છૂપાવ્યાં હતાં. એલીનર નાસી જવાનો પ્રયત્ન કરે છે એમ સમજીને પ્રિન્સે તેને કમ્મરમાંથી પકડી

પાડી. એલીનરે ટેબલના ખાનાપર હાથ રાખ્યો હતો. બેંબાબેંચમાં ખાનું ઉઘડી ગયું અને જીવલેણ હથિઆરો પર નજર પડતાંજ પ્રિન્સે રિવોલ્વર અને ખંજરનો કબજો લઇ લીધો. એલીનર હતાશ થઇ ગઇ અને ફરીથી સોફા પર જઇ પડી રોવા લાગી. પ્રિન્સે ખંજરના બે કટકા કરી નાખ્યા અને ભરેલી રિવોલ્વર નકામી કરી મુકી.

"કેમ! હવે કોઇ હથિઆર બાકી છે? એલીનર! ફાંસીને લાકડે ચઢેલાં માણસની માશુક થતાં તને વિચાર ન આવ્યો; અને મારા પ્રેમને તું ઠોકરે મારે છે!" પ્રિન્સનો આ તાણો કાઉન્ટેસને ભારી પડી ગયો. તે થરથર કંપવા લાગી.

"આમ કમ્પીત ન થા." પ્રિન્સે ફરીથી કહેવા માંડયું. "હું તારૂં અભિમાન તોડવા માગું છું. જેના ગળા પર હજુ ફાંસીની રસીનો ડાઘ મોજુદ છે તેની સાથે મોજ કરતાં તને શરમ ન્હોતી આવી અને મારી પાસે સતીત્વ બતાવવા માગે છે? હું તને સારી રીતે ઓળખું છું. તું ખુની રામસેની માશુક થઇ હતી એટલુંજ નહિ પણ થોડા દહાડા પહેલાં આ વેષધારી લોર્ડ ફ્લોરેમલ સાથે પણ મોજ માણવા નીકળી પડી હતી.

"ચુપ રહો!" એલીનર ગર્વથી ઉભી થઇ બોલી: "હું કસમ ખાઇને કહું છું કે લોર્ડ ફ્લોરેમલ સાથે મારે કંઇજ સંબંધ નથી. મેં એક પાપ કર્યું હતું તેજ મને ભારી પડી ગયું છે. નકામું મારા પર બીજું કલંક ન લગાવે.—"

"સુંદરી! તેં તારા પ્રેમનો પ્રથમ સ્વાદ એક ખુનીને ચખાડયો છે તો પછી તેં કોને કોને પ્રેમદાન દીધાં હશે તેની શી ખબર પડે? તારા બધા ભેદ મને ખબર છે. તારા પતિની દશા પણ હું જાણું છું." પ્રિન્સને મ્હોઉ આ શબ્દો સાંભળતાં એલીનરનું વદન મ્લાન થઇ ગયું.

"રામસેએ તમને આ બધી વાતો કરી લાગે છે." તે દાંત પીસી બોલી: "પ્રિન્સ! હું હમણાં તમારા સપાટામાં આવી છું એ વાત ખરી છે; પણ તમે જરા વિચાર કરી જુઓ! તમે મારા

પંજામાં સપડાયેલા નથી! તે દિવસે તમારા મેળાવડામાં તમે મારા પર બળાત્કાર કરવાની અણી પર હતા તે વખતે મીસીસ ફીટ્ઝ અચાનક આવી પડી હતી તે વખતે મને ખબર પડી હતી કે મીસીસ ફીટ્ઝ તમારી પરણેતર છે તે તો જાણો છો ને! હમણાં તમે બીજી સ્ત્રી પરણી લાવ્યા છો અને તે ઈંગ્લંડની ભાવી મહારાણી થવાની છે, હવે તમે બહુ કરશો તો મારે માટે એમ જાહેર કરશો કે હું કલંકિત સ્ત્રી છું. કાંઈ ફીકર નહિ. તમારાથી થાય તે કરો. તે પછી હું દુનિયાને જાહેર કરીશ કે બ્રિટિશ રાજગાદીના વારસને જીવતી બે બૈરીઓ છે. હવે વિચાર કરો. હું તો પાયમાલ થઈ ગઈ છું પણ હું જે ભેદ જાણું છું તે જાહેર થતાં તમારી કેવી હાલત થશે તેનો તમે પોતે વિચાર કરી લો." એલીનર દમામથી આ વાત કરી ગઈ પણ પ્રિન્સ પર તેની જરા પણ અસર ન થઈ. એલીનર ડરી.

"મીસીસ ફીટ્ઝ સાથે મારા લગ્ન થયા હતા તેની સાબીતી ક્યાં છે?" પ્રિન્સ નફટાઈથી હસીને બોલ્યો: "તે વિષેના પુરાવા પત્રો તો બળીને ખાખ થઈ ગયા છે. તો પછી ફક્ત તારે મ્હોડેની એવી વાત દુનિયા માની બેસશે! એલીનર! નકામી ખાંડ ન ખા. હું તારા સપાટામાં નથી; પણ તું મારા પંજામાં ફસી છે."

એલીનર હવે છેલ્લે પાટલે બેઠી. તે આંખમાંથી અગ્નિ વરસાવતી બોલી: "તમે એમ ના સમજતા કે હું સહજ તમને વશ થઈ જઈશ. તમે મારી સાથે દુશ્મનીજ લઈ બેઠા છો તો ભલે! હું પણ મારાથી બનતું કરી લઈશ. તમે જાણતા તો હશોજ કે તમારી બહેન પ્રિન્સેસ સોફીઆ કુંવારી હોવા છતાં તેને પુત્ર થયો છે? જો તમે મારી આબરૂ પર તરાપ મારશો તો હું તમારી બહેનનો ભેદ ફોડી નાખીશ."

પ્રિન્સના જીગર પર આ ઘા અગાધ લાગ્યો. એલીનર પોતાનો વિજય થયેલો જોઈ મલકાઈ. આ સમયે અપસરા જેવી શોભી રહી હતી. પ્રિન્સ તેનું સૌન્દર્ય જોઈ પાગલ થઈ ગયો, પણ હવે

એલીનર પર બળાત્કાર કરવાની તેની હિમ્મત ચાલી નહિ. તે નમ્ર સ્વરે બોલ્યો: "એલીનર! નકામી શા માટે મારી સાથે દુશ્મની કરે છે? આવ, આપણે પરસ્પર સલાહ કરી લઇએ. સંજોગવશાત તું એક અપરાધી પુરૂષની માશુક થઇ છે તેવીજ રીતે હું પણ એક બદમાસ પતિની પત્નિનો આશક થયો હતો. તારે મન જેવો ફીલીપ શમશે છે તેવી મારે મન મીસીસ ગ્રેસ છે. હું તારા પર પાગલ થયો છું. હું તને પ્રાણથી પણ અધિક ચાહું છું. ભૂતકાળમાં મારાથી થએલી કંઇ ભૂલ થઇ હોય તો મને માફ કર—હું તારો ગુલામ થવાને તૈયાર છું—" પ્રિન્સ આવી મીઠી મીઠી વાત કરતો એલીનરની બાજુમાં સોફા પર જઇ બેઠો. એલીનર વીચાર કરવા લાગી કે આ સમયે પ્રિન્સને રીઝાવી લેવામાંજ સાર છે.

"વ્હાલી! એલીનર! બોલ, મને માફ કર. હું તારો ગુલામ છું" કહી એલીનરના બંન્ને હાથો પકડી તે પર ચુમી લેવા લાગ્યો. એલીનર શું કરવું ને શું નહિ તેની ચિંતામાં લીન થઇ ગઇ હતી. પ્રિન્સના સ્પર્શની પણ તેને ખબર ન હોય તેમ તે પત્થરની પુતળી પેઠે બેસી રહી હતી. તેની આવી દશા જોઇ પ્રિન્સ વધારે ઉન્મત થયો; તેણે તેને બગલમાં લીધી અને પ્રબળ આવેશથી તેને ચુમી લેવા લાગ્યો. એલીનર ચમકી. તેણે પ્રાણને ભોગે શિયળ રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો અને પ્રિન્સને ધકકો મારી દુર ધકેલી દીધો.

"જો તમે મારા પર જુલ્મ કરશો તો હું તમારી બહેનનો ભેદ ફોડી નાખીશ."

"હવે જે થવાનુ હોય તે થાય; પણ હું તને છોડવાનો નથી." કહી કામી પ્રિન્સે એલીનરને ફરીથી બાથમાં લીધી. એલીનરે જોરથી એક ચીસ પાડી અને તેજ પળે આર્લ અને ટીમ મીગલ્સ બારણું ખોલી તે ઓરડામાં ધસી આવ્યા.

# પ્રકરણ ૧૭૪-મું.

## પ્રિન્સની હાલહવાલી !

અર્લ અને મીગલ્સને અચાનક આવી પડેલા જોઇને પ્રિન્સના હોસકોસ ઉડી ગયા. તેના હાથ ઢીલા થઇ ગયા. એટલે એલીનર તેના આલીંગનમાંથી મુક્ત થઇને અર્લને વળગી પડી.

"તમે કાઉન્ટેસને લઇ જાઓ. આ બદમાસ સાથે હું મારો હિસાબ ચુકવી લઇશ." મીગલ્સે અર્લને સંબોધી કહ્યું.

"શું ? મારી સાથે હિસાબ ચુકવવો છે ? જો ટીમ નકામો મને ગુસ્સે ન કરતો–" પ્રિન્સ લાલ લાલ આંખો બતાવતો બોલ્યો."

"હવે તારા ક્રોધની કોને પરવા છે ?" તિરસ્કારથી મીગલ્સ બોલ્યો: અર્લ કાઉન્ટેસને લઇ દ્વાર બંધ કરી ત્યાંથી વિદાય થઇ ગયો. અર્લ જતાંજ મીગલ્સે અંદરથી બારણાને તાળુ દઇ ચાવી પોતાના ગજવામાં મુકી તે જોઇ પ્રિન્સ ડર્યો.

"આનો અર્થ શો ?" તે બબડયો. એવામાં મીગલ્સના હાથમાંની પીસ્તોલપર નજર જતાં તેના હોંશ ખાટા થઇ ગયા: "શું તું મારો જાન લેવા માંગે છે ?"

"મારી એવી ઇચ્છા નથી પણ જો તમે સીધા નહિ રહો તો કદાચ તેમ પણ કરવું પડે." મીગલ્સે જવાબ આપ્યો.

"પીસ્તોલ બાજુએ મુક."

"નહિ. એ તો મારા હાથમાંજ રહેશે. મને કેવી અચુક નિશાનબાજી આવડે છે તે તો તમે જાણો છો એટલે સાવધ રહેજો."

"મી. મીગલ્સ ! મશ્કરી શા માટે કરો છો ?" પ્રિન્સ ઉપરથી નમ્રતા બતાવવા લાગ્યો: "તમે મારી સાથે ફરીથી દોસ્તી કરવા માગતા હો તો હું તમને ગઇ ગુજરી માફ કરવાને તૈયાર છું."

"પ્રિન્સ !" કરડા અવાજે મીગલ્સે કહ્યું: હું મશ્કરી કરતો નથી પણ તમારૂં માથું આ ગોળીથી ફોડી નાખવા માટે મારા હાથ સળવળી રહ્યા છે."

" મારી સાથે આવી વાત ?"

" હા. તમારા જેવા બદમાસ સાથે એવીજ રીતે વાત કરવી જોઇએ, વધુ ગડબડ કરશો તો જાન ખોઇ બેસશો." કહી પ્રિન્સની સામે પીસ્તોલ ટાંકી મીગલ્સ સોફા પર બેઠો અને પછી બોલવા લાગ્યો: "મેં તમારા ઘણા ગુન્હા સહન કર્યા. હવે હું વેર લેવા તત્પર થયો છું, તમે મારા દોસ્ત થવા માંગો છો પણ હવે આપણી વચ્ચે દોસ્તી થાય તેમ નથી. એકવાર મેં તમારા પાપી પંઝામાંથી રોઝ ફોરસ્ટરને બચાવી હતી અને આજે પણ એવુંજ થયું છે. તમે મને ધિક્કારો છો. મને તમારાપર લેશ માત્ર વિશ્વાસ નથી. તમેજ મને દેશનિકાલ કરાવ્યો હતો એ વાત મારાથી કદિ ભુલાવાની નથી; તમારા જેવો શયતાન મેં કદી જોયો નથી. તમે હમણાં ગમે તેટલા કસમ ખાશો પણ અહીંથી બહાર જતાંજ દગો કરશો માટે ફરીથી હું તમારો વિશ્વાસ કરવાનો નથી."

પ્રિન્સને મીગલ્સનો એકેએક શબ્દ કાતીલ તીર જેવો લાગ્યો. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ પણ મીગલ્સની પીસ્તોલ તેને ડરાવી રહી હતી.

"મી૦ મીગલ્સ !" તે કરગરવા લાગ્યો: "તમને શું જોઇએ છે ? મેં તમને વગર કારણે સતાવ્યા નથી. તમે મારા ગુપ્ત કાગળો ચોરી ગયા હતા———"

"શું ?" મીગલ્સ બરાડયો "મને દેશનિકાલ કરાવવા માટે તમે હોમ ઓફીસના અમલદારોને સુચના આપી ત્યારે હું તમારા કાગળો ચોરી ગયો હતો તેની તમને ખબર હતી ? તમારો નોકર મારી ડેસ્કમાંથી કાગળીઆ લઇ ગયો ત્યારેજ તમને એ વાતની ખબર પડી હતી; પણ તમે તો પહેલાંથી મારી સાથે દગાબાજી શરૂ કરી દીધી હતી. હવે તમારો જાન લેતાં મને જરા દુ:ખ થવાનું નથી."

"રાજકુમારનો જાન લેવાની વાત પણ કરવી તે રાજદ્રોહ ગણાય છે તે તું જાણે છે ?"

"હા. એવો કોઇ કાયદો છે, ખરો! પણ આ જગ્યાએ તમે ઉંદરની પેઠે મરી જશો તેની કોને ખબર પડવાની છે! કદાચ એમ નહિ હોત તો પણ હું તમારાથી ડરવાનો હતો?"

પ્રિન્સનું જીગર થરથરી ગયું,

"શું? શું?" તે કમ્પીત અવાજે બોલ્યો.

"એમ કે હું તમારાથી ડરતો નથી. જે રાજકુમાર ફાંસીને લાકડે ચઢીને જીવતા રહેલા બદમાસ સાથે-કેમ! ચોંકો છો કેમ? મને બધી ખબર છે–"

"તને એ વાત કોને કહી?

"તેનું તમારે શું કામ છે? એ વાત મને હતભાગી રામસેએ કહી નથી; પણ, રામસે અને એલીનર વચ્ચે થયલી વાત મારા સાંભળવામાં આવી હતી તે પરથી મને બધી ખબર પડી ગઇ છે–"

"ઓહ! રામસે તદન મુરખ માણસ લાગે છે." પ્રિન્સ બબડયો.

"એલીનર અને રામસેની વાત સાંભળતાંજ તમે નામદારજાદા કંઇ કાવત્રું કરી રહ્યા છો. તે હું સમજી ગયો તેથી આજે રાતે બગીચા પાસે હું સંતાઇ રહ્યો હતો. રામસેને બદલે તમે આવ્યા એટલે તમારી દયાનત ધોયેલા મુળા જેવી છે તે વિષે મારી ખાત્રી થઇ ગઇ અને મેં તરત તે વિષે અર્લને ખબર આપી–"

"ત્યારે મારૂં અહિં આવું અપમાન થાય છે તે અર્લ જાણે છે?"

"વાહ! તમે તેની પત્નિનું સત્યાનાશ વાળવા આવ્યા હતા છતાં અર્લ તમારી પુજા કરશે એમ તમે ધારો છો? સાંભળો, તમારો જાન હું લઉં તો પણ મને કોઇ પુછે તેમ નથી. માની લો કે પોતાની પત્નીની ચીસ સાંભળી પતિ દોડી આવ્યો, તેણે આવીને જોયું કે કોઇ બદમાસ તેની સ્ત્રીનું સતીત્વ લુટવાની કોશેષ કરી રહયો હતો. તે જોતાંજ પતિએ પેલા બદમાસને ગોળીથી ઠાર કરી નાખ્યો. હમણાં તમે મને કાયદાની વાત કરતા હતા. તમે કાયદાના

જાણુકાર છો એટલે તમેજ કહો કે આવા સંજોગોમાં કોઇ પતિ પોતાની સ્ત્રી પર બલાત્કાર કરનાર બદમાસનું ખુન કરી નાખે તો તે ગુન્હેગાર ગણાશે ખરો ?"

મીગલ્સની આ ભયંકર વાત સાંભળતાંજ પ્રિન્સના કપાળ પર પરસેવો ફુટી ગયો. તે થરથર ધ્રુજતો બોલ્યોઃ શું અલે મને મારી નાખવાનું કામ તને સોંપ્યું છે ?"

"નહિ. પણ આ સમયે હું જે કરીશ તે સઘળું આપ મંજુર કરશો."

"મી૦ મીગલ્સ !" પ્રિન્સ હવે ઠેકાણે આવ્યોઃ તમે શા માટે આમ કરો છો ! બોલો તમને રાજી કરવા માટે હું શું કરું ?"

"લો, આ કાગળ પર હું લખાવું તે લખો." કહી મીગલ્સે ગજવામાંથી એક કાગળ કાઢી આપ્યો.

"શું લખું ?"

"જાઓ, ટેબલ પાસે જાઓ."

પ્રિન્સ લાચારીથી ટેબલ પાસે જઇ લખવા બેઠો. મીગલ્સે હુકમ કર્યો.

"લખો—હું નીચે સહી કરનાર પ્રિન્સ ઓફ વેલ્સ આ લખાણથી કબુલ કરું છું કે મી૦ ટીમોથી મીગલ્સ મારા એવાં કાળાં કામો જાણે છે કે જે જાહેરમાં આવવાથી મને ખુબ નુકસાન થાય તેમ છે. એજ કારણસર મેં વગર કારણે તેને હોમ ઓફીસ મારફતે દેશપાર કરાવ્યો હતો. હોમ ઓફીસે તેના પર સરીઆમ જુઠો આરોપ મુકી ફારસ જેવી તપાસ ચલાવી તેને દેશનિકાલની સજા કરી હતી પણ તે પછી મી૦ મીગલ્સના એક મિત્રે મારી પોલ ખોલી નાખવાની ધમકી આપવાથી મેં મી૦ મીગલ્સની સજા રદ કરાવી હતી. મી૦ ટીમ મીગલ્સને ખોટી રીતે સતાવવા માટે તથા તે મારા છૂપા ભેદો ભવીષ્યમાં જાહેર ન કરે તે માટે આજથી એક મહિનાની મુદતની અંદર હું તેને વીસ હજાર પાઉંડ આપવાનું કબુલ કરું છું. આ દસ્તાવેજ મેં રાજીખુશીથી પુરી હુશીઆરીમાં કરી આપ્યો છે. તા૦ ૧૭ મી મે ૧૭૮૫."

"આના પર સહી કરો." મીગલ્સે હુકમ કર્યો.

"સહી કરું તે પછી મને છોડી દેશોને ?"

"હા. પણ સબુર! આના પર સાક્ષી કરવા માટે હું અર્લને બોલાવી લાવું છું." કહી મીગલ્સ પ્રિન્સને છોડી બહારથી દ્વાર બંધ કરી અર્લ પાસે ગયો. આટલી વારમાં એલીનરે અર્લને બધી વાત કહી દીધી હતી. રામસેએ તેને મળવા બોલાવી હતી. અને આજ તે છેલ્લી સલામ કરવા આવવાનો હતો. પણ તેને બદલે પ્રિન્સ આવ્યો એ વાત કહી તેને સાબીતી તરીકે બપોરે લખેલી ચીઠી અર્લને બતાવી. એ ચીઠીમાં એલીનરે રામસે પાછો ફરવાની વાત લખી જણાવ્યું હતું કે "આજે રાતે તે મને મળવા આવવાનો છે; પણ હું કદિ તેને વશ થઇશ નહિ. મેં આત્મરક્ષા માટે હથીઆર તૈયાર રાખ્યા છે. જો બદમાસ જાતપર જશે તો કાં તો હું તેનો જાન લઇશ યા મારો જાન આપી દઇશ." આ ચીઠી વાંચી અર્લને સંતોષ થયો પણ તે સાથેજ એલીનરની દુર્દશાનું મુળ પોતેજ છે એવા ખ્યાલથી તેને પારાવાર શોક થયો.

"નામદાર !" આ સમયે મીગલ્સ આવીને બોલ્યો: "ચાલો, તમારે એક દસ્તાવેજ પર સાક્ષી તરીકે સહી કરવાની છે."

અર્લ મીગલ્સ સાથે પ્રિન્સ પાસે આવ્યો. અને મીગલ્સે પેલા દસ્તાવેજ પર પ્રિન્સ તથા અર્લની સહી લીધી. તે પછી દસ્તાવેજ ગજવામાં નાખી મીગલ્સે પ્રિન્સને એક લાત મારી કહ્યું: "નીકળ, બદમાસ ! તારું કાળું કર." પ્રિન્સ ત્યાંથી વીજળીક વેગે છુ થઇ ગયો.

"મી. મીગલ્સ ! આજે તમે મારા પર જે ઉપકાર કર્યો છે તેના કિંચિત બદલા તરીકે–" અર્લે એકલા પડયા પછી કહ્યું.

"મને કંઇ જોઇતું નથી. નામદાર !"

"જુઓ. મી. મીગલ્સ ! પ્રિન્સને મેં અગાઉ વીશ હજાર પૌંડ ધીર્યા હતા. એ પૈસા મારાથી કદી વસુલ થવાના નથી. તમે તેની રસીદ લઇ જઇ એ રકમ વસુલ કરજો.

"ભલે, તમારી મરજી એવી હોય તો મારે કબુલ છે." અર્લે તરતજ પ્રિન્સની સહી વાળી રસીદ મીગલ્સને સ્વાધીન કરી અને મીગલ્સે તે પછી અર્લની રજા લીધી.

# પ્રકરણ ૧૭૫–મું.

## ફ્રેંચ ઉમરાવો.

ઉપલો બનાવ બન્યા પછી ચોથે દીને સેંટ જેમ્સ સ્કેવરના બેરી સ્ટ્રીટમાંના એક મકાનના દીવાનખાનામાં ચાર પુરૂષો ગુપ્ત મસલત ચલાવતા બેઠા હતા. આમાંનો એક પુરૂષ વૃધ્ધ હતો. તેણે કીંમતી પોષાક પહેર્યો હતો. તેનો ચ્હેરો ગૌરવભર્યો હતો. અને તેના ડગલા પર જુદા જુદા દેશના માન ચાંદની રીબનો નજરે પડતી હતી. બીજો આધેડ ઉંમરનો લાંબો માણસ હતો. તેની વાતચીત અને બાહ્ય દેખાવ પરથી તે સંસ્કારી પુરૂષ જણાતો હતો. પણ બારીક અવલોકનથી તે કામી હોવો જોઇએ એવી ખાત્રી થઇ જતી હતી. ત્રીજો પુરૂષ ત્રીસેક વર્ષનો હતો, તેનો દેખાવ અમીરી હતો. તેના ચ્હેરા પર ગંભીરતા છવાઇ હતી. પહેલો મારકવીસ ઓફ કય, બીજો મારકવીસ ઓફ બેલોઇ અને ત્રીજો ડયુક ઓફ બીલેવલ હતો. ચોથો આપણો પરિચિત ધુર્તશીરોમણી પેજ હતો. એ ત્રણ જણ ફ્રેંચ અમીર હતા. ફ્રાન્સમાં રાજ સત્તા ઉથલાવી નાખી બંડખોરોએ પ્રજાસત્તાક સ્થાપવાથી આ અમીરો પોતાના દેશમાંથી નાસી આવ્યા હતા. મારકવીસ ઓફ કયે લેડી લીટીશીઆના કહેવાથી પ્રિન્સને વીશ હજાર પાઉંડ ધીર્યા હતા. મીસીસ ફીટઝ હરબર્ટ ફ્રાન્સમાં સહેલ કરવા ગઇ હતી ત્યારે તે આજ મારકવીસ ઓફ બેલોઇ પર મુગ્ધ થઇ હતી. ડયુક ઓફ બીલેવાલ માલેતુજાર અમીર હતો; પણ તે રાજાનો પક્ષકાર હોવાથી તે પોતાની સઘળી દોલત છોડી નાસી આવ્યો હતો.

“ મી. પેજ પ્રિન્સ ઓફ વેલ્સના વિશ્વાસુ માણસ છે. ફ્રાન્સમાં રાજાની સત્તા સ્થાપવાની જે કોશીષ કરવામાં આવે છે તેને પ્રિન્સનો ટેકો છે–ખરી વાતને, મી. પેજ ?” મારકવીસ ઓફ કયે વાત શરૂ કરી:

“ જી હા. એકલા પ્રિન્સની નહિ પણ આખા અંગ્રેજ રાજકુટુંબની એવી પ્રબળ ઇચ્છા છે કે ફ્રાન્સમાં ફરીથી રાજસત્તા કાયમ થાય. અંગ્રેજ અમીરો પણ એજ મતના છે. તેથી થોડા દહાડા પર

પ્રિન્સે મને મોટા મોટા ફ્રેંચ ગૃહસ્થોનો મત જાણી લેવાની આજ્ઞા કરી હતી. હું મારક્વીસ ઓફ ડ્યુ અને મારક્વીસ ઓફ બેલોઇને મળ્યો અને મેં મારક્વીસ ઓફ ડ્યુને કહ્યું કે ભેડો વીટીશીઆ બેડ મુકાવી આવી છે. પ્રિન્સ પાસે તમારા થોડાક પૈસા છે તે પ્રિન્સ તરત આપી નહિ શકવાથી તમને ખોટું લાગ્યું હશે પણ હું ખાત્રી આપું છું કે થોડા દહાડામાં—"

"હવે એ વાત જવા દો. હમણાં મને પૈસાની જરૂર નથી." ડ્યુએ પેજને અટકાવી કહ્યું: "મારા મિત્ર સર જોનને આ વાત કેમ ગમી હશે તે સમજાતું નથી. તમે પ્રિન્સને કહેજો કે જો ફ્રાન્સમાં ફરીથી રાજસત્તા સ્થપાશે તો મને તેમની પાસેના પૈસાની કદી જરૂર પણ પડવાની નથી."

"પ્રિન્સે ફ્રાન્સ સંબંધી ઘણી વાતો ભેગી કરી હશે!" બીલેવલે પેજ તરફ જોઇ કહ્યું.

"હાસ્તો! બ્રીટીશ સરકાર ચૂપ બેસી રહી નથી. ફ્રાન્સની પ્રજાને પ્રજાસત્તાક અમલ કેટલો ગમે છે તે જાણવા માટે અનેક જાસુસો મોકલ્યા છે તેઓ મારફત ખબર મળી છે કે જો કોઇ ફ્રાન્સના રણ મેદાનમાં રાજપતાકા ઉડાવી દે તો લાખો માણસો રાજાને માટે જાન આપવાને ભેગા થઇ જશે." પેજે ટાઢા પહોરની તોપ મારી.

પાયમાલ થઇ ગયલા મારક્વીસ ઓફ બેલોઇને આ વાત ગમી. તે ડ્યુક ઓફ બીલેવલ તરફ જોઇ બોલ્યો: "તમે તો તમારી સાથે પુષ્કળ દોલત લઇ આવ્યા છો. લડાઇમાં પૈસાની જરૂર પડશે, તમારી પાસે જે પચાસ હજાર પાઉંડની અંગ્રેજી નોટ છે તેને બદલે ફ્રેંચ નોટ લઇ લો તો લાખો માણસો જોતજોતામાં ભેગા થઇ જશે. આવી મોટી સેનાની આપણે સરદારી લઇશું તો રાજપક્ષના સઘળા અમીરો આપણને આવી મળશે."

"જો ઇંગ્લંડ છોડી ફ્રાન્સ જવાનો આપણો વિચાર થાય તો સઘળા પૈસા સાથે લઇ જવામાં સાર નથી. કોઇ ભલા માણસને ત્યાં એ પૈસા રાખી જવા પડશે. ફ્રાન્સ ગયા પછી જો આપણો પક્ષ

સબળ જણાશે તો અહિંથી પૈસા મંગાવી શકાશે." ડયુક ઓફ બીલેવલ બોલ્યો.

"ત્યારે શું એકવાર પાસા નાખી જોઇએ ? હું આજે ફ્રાન્સ આવવાને તૈયાર છું." મારકવીસ ઓફ કય બોલ્યો.

"હું પણ તૈયાર છું. કાં તો રાજસત્તા સ્થાપીશ અથવા પ્રાણ સમર્પણ કરી દઇશ." બેબોઇએ ઉત્સાહ બતાવ્યો.

"ઠીક ત્યારે. હવે લંડન બેંકમાંના મારા પૈસા કોને ત્યાં રાખી જવા ?" ડયુકે પુછ્યું.

"તમે પૈસાની વાત કરી એટલે મને ઠીક યાદ આવ્યું. પ્રિન્સે કહેવડાવ્યું છે કે મારકવીસ ઓફ કયના પૈસા તે આઠ દહાડામાં ચુકવી દેશે."

"નહિ. નહિ. મને હાલમાં પૈસાની જરૂર નથી." મારકવીસ બોલ્યો: "મી૦ પેજ ! પ્રિન્સની પેઠે તમે પણ ફ્રેંચ રાજસતાના હિમાયતી છો ?"

"એમાં કંઇ શક છે ! હું તો પ્રજાસતાકનો દુશ્મન છું." પેજે તરત જવાબ આપ્યો.

"મેં લેડી લીટીશીઆની ઉશ્કેરણીથી પૈસા માટે તગાદા કર્યા હતા તે માટે હું પ્રિન્સની માફી ચાહું છું. અમે પ્રિન્સની કૃપા ચાહીએ છીએ તેની સાબીતી રૂપે ડયુકના પૈસા પણ પ્રિન્સ પાસેજ રાખી જવા માગીએ છીએ. જ્યારે જોઇશે ત્યારે અમે મંગાવી લઇશું." કય બોલ્યો.

"આ વાતની પ્રિન્સને પૂછ્યા વિના હું હા પાડી શકતો નથી. જો તમારી મરજી હોય તો કાર્લટન મેન્શનમાં જઇ પ્રિન્સને પુછી આવું."

"હા. જાઓ. કૃપા કરી પ્રિન્સની પાસે હા પડાવજો" ફ્રેંચ અમીરો બન્યા.

પેજ બહાર નીકળ્યો. તે રાજમહેલમાં ગયો નહિ. ત્યાં જવાની જરૂરજ ન્હોતી. ભીખારી પ્રિન્સ કોઇના પૈસા રાખવાની ના પાડે તે બનવાજોગજ ન્હોતું. પેજ એક પીઠામાં અરધો કલાક ગાળી પુનઃ ફ્રેંચ ઉમરાવો પાસે ગયો અને હાંફતો હાંફતો બોલ્યો: "પ્રિન્સે પહેલાં પૈસા રાખવાની સાફ ના પાડી. પણ મેં ખુબ સમજાવ્યા ત્યારે તે કબુલ થયા. મેં તેમને ખાત્રી આપી કે પૈસા આપવા માટે બે ચાર વાર ફ્રાન્સ જવું પડે તો હું તૈયાર છું. આમ કહ્યું ત્યારેજ પ્રિન્સે હા પાડી."

"શાબાશ મી૦ પેજ! અમે તમારો આભાર ભુલીશું નહિ. બોલો, હું પૈસા મુકવા ક્યારે પ્રિન્સ પાસે જાઉં?" બીલેવલે પૂછ્યું.

"કાલે સાંજે છ વાગે." કહી પેજે રજા લીધી. અને અમીરો પોતાના સ્વાર્થની મસલત કરવા લાગ્યા.

# પ્રકરણ ૧૭૬ મું.

## ખુશ ખબર.

રાતના આઠ વાગ્યા. પેજ પ્રિન્સને આ વખતે મળવા આવવાનો હતો તેથી પ્રિન્સ ડીનર રૂમમાંથી બહાર નીકળી દિવાનખાનામાં જઇ બેઠો અને તરતજ રાજેશ્રી પેજ શ્રીમાનની હજુરમાં આવી ઉભા.

"કેમ મી. પેજ! શી ખબર છે?" પ્રિન્સે મંગળાચરણ કર્યું.

"ખુશ ખબર છે નામદાર!" પેજ હરખ્યો.

"આજે રાતે મને પોલીન મળશે?"

"જરૂર."

"શાબાશ! આજે તેં મારી મહાન સેવા બજાવી છે. વારૂ પેલા ફ્રેંચ અમીરોની શી ખબર છે?

"એ લોકોને મેં આબાદ પાઠ ભણાવી દીધો છે. મારકવીસ ઓફ કયને હવે તેના પૈસા જોઇતા નથી."

"મારકવીસ ઓફ બેલોઇનો રંગ કેવો છે?"

"તે પણ આપ નામદાર પર ફીદા છે."

"પરમ દહાડે તું ડયુક ઓફ બીલેવલની વાત કરતો હતો—"

"જી હા! એ ઉમરાવ કાલે સાંજે તમારી પાસે પચાસ હજાર પાઉંડ જમે રાખવા આવશે."

આવી મોટી રકમ મળવાની ખબર સાંભળી પ્રિન્સના આનંદનો પાર રહયો નહિ.

"શાબાશ મી. પેજ! તમે બાહોશ મુત્સદી છો. પણ એ પૈસા હું અનામત રાખવાનું કબુલ કરીશ તે તમે કેમ જાણ્યું?"

"નામદાર! ભુલ થઇ હોય તો માફ કરો."

"નહિ. નહિ. તમે કંઇ ભુલ કરી નથી."

"મારકવીસ ઓફ કય તમને હેરાન કરતો હતો, બેલોઇ પર કોઇ પ્રેમ કીસ્સાને લીધે તમે ખફા થયા હતા એટલે એ ફ્રેંચ ઉમરાવોના મિત્રના પઇસા તમને ગળવા જોઇએ એમ ધારીને હું હા પાડી આવ્યો."

"શાબાશ! હવે પોલીનની વાત કર–" પ્રિન્સે પોતાની માનીતી વાત કાઢી.

"ઓકટેવીઆને પાગલખાનામાં મોકલી આપ્યાને આજે એક મહિનો થવા આવ્યો. એ અરસામાં પોલીન અમારે ત્યાં પાછી આવતી જતી થઇ છે. મારી સ્ત્રી તેની દીલોજાન સખી થઇ ગઇ છે. તે મારી જુલીઆને પોતાની શુભેચ્છક સમજે છે. આજે તે અમારે ત્યાં ડીનર લેવા આવવાની છે."

"ત્યારે તમે તેની બહેનને કેદ કરાવી હતી તેની તેને ખબર નથી?"

"નહિજી. તેને જરા પણ શક નથી. વીગટન અને સ્મેંકસ નામના બે શરાબી અને દુરાચારી ડાકટરો સાથે મારે ખાસ પીછાન છે. તેમને લાંચ આપી મેં ઓકટેવીઆ પાગલ હોવાની સરટીફીકેટ લઇ લીધી અને તે પછી પાગલખાનાના ડાકટર બારટનને ઓકટેવી-આના ભરણ પોષણ માટે વરસે ત્રણસો પાઉંડ આપવાની લાલચ બતાવી એટલે આ કારસ્તાન કરનાર હું છું તેની પોલીનને શી રીતે ખબર પડે?"

"વારૂ—ઓકટેવીઆને મળવાને પોલીન પાગલખાનામાં જાય છે?"

"હા. તે રોજ ડાકટર બારટનને મળી પોતાની બહેનની ખબર લઇ આવે છે. તે ખાત્રીથી માને છે કે કાયદા પ્રમાણેજ ઓકટેવી-આને પાગલખાનામાં રાખવામાં આવી છે. ગમે તેવા ડાકટરની સરટીફીકટના જોર પર કોઇ માણસને પાગલખાનામાં પુરી રાખવા માટે આપણા દેશમાં જે કાયદો છે તે ઘણોજ ઉપયોગી છે. ઓહો! નવ વાગવા આવ્યા. ચાલો, ઉતાવળ કરો. જુલીઆએ અત્યાર આગમજ તમે વિના ખટકે પોલીનના જોબનનો લ્હાવો લઇ શકો તેની વ્યવસ્થા કરી મેલી હશે." ઘડીઆળ તરફ જોઇ પેજે ઉતા-વળ કરી.

"તારી સ્ત્રીએ શું કર્યું હશે?"

"ડીનર લેવાયા પછી પોલીનને શેરી અથવા પોર્ટની એક પ્યાલી

આપવામાં આવશે. તેમાંથી તે ગમે તે પીશે તો પણ પરીણામ સરખુંજ આવશે. મારી દાસી સઘળો ભેદ જાણે છે; પણ તે વિશ્વાસુ છે."

"ચાલો ત્યારે." કહી પ્રિન્સે જરમીનને એક ભાડાની ગાડી લાવવાનો હુકમ કર્યો અને પ્રિન્સ પેજ સાથે એજવર રોડ જવા ઉપડયો. પેજના મકાનથી થોડે દુર ગાડી ઉભી રહી. પેજ ગાડીમાંથી ઉતરી પોતાને ઘેર ગયો. બે ત્રણ મીનીટમાં તે પાછો આવ્યો અને બોલ્યો:

"ચાલો, નામદાર! સ્વર્ગીય સુખ તમારી રાહ જુએ છે."

આનંદથી મસ્ત થઇ ગાડી રવાના કરી પેજની સાથે પ્રિન્સ તેના મકાનમાં દાખલ થયો.

\+ + +

આ સમયે પેજના મકાનની નજીક આવેલા હોટલમાં એક બીજોજ બનાવ બનતો હતો. આ હોટલનો માલીક મેગ્સમેનનો સાથી બ્રોગસ હતો. માથાપર નકલી વાળની વીગ પહેરી આંખપર ચશ્મા લગાવી તેણે પોતાનો ચહેરો એવી રીતે બદલી નાખ્યો હતો કે ભલો છુપા પોલીસવાળો પણ ઓળખી શકે નહિ. બ્રોગસના હોટલમાં કોઇ જાતનો ભય ન હતો છતાં કોઇ પોતાની વાત સાંભળી ન જાય એવા હેતુથી ગેમોઝ વીડો, ફેરોટી પોલ અને ફીંચીન ગ્રેંડ એક ઓરડામાં બેસી ધીમે ધીમે વાતો કરતાં હતાં.

ફીંચીન ગ્રેંડે પહેલાની પેઠેજ મેલા વસ્ત્રો પહેર્યાં હતા. ફેરોટી પોલ પ્રથમથીજ ટંટાખોર હતી. હમણા તેનો બાપ બીગ બેગરમેન અથવા સ્ટીફન પ્રાઇસ ખુન અને ચોરીના વાંક માટે જેલમાં સડતો હતો. તેથી ફેરોટીનો સ્વભાવ વધુ બગડી ગયો હતો. મેગ્સમેન પણ કેદમાં સડતો હતો. ગેલોઝ વીડોનો સ્વભાવ જરા નરમ પડયો હતો. પણ તેણે થોડાક દીવસ થયાં વિધવાના કાળા વસ્ત્રો છોડી દીધાં હતાં.

"આટલા દહાડે પેજ સપડાયો ખરો! તેની સાથે કોઇ બીજો પણ સપડાવાનો છે." ફેરોટી ફેરી શરાબની પ્યાલી ખાલી કરતી બોલી.

"જો કામ બરાબર પાર પડે તો તારો બાપ અને મારો યાર બન્ને બચી જશે." ગેલોઝ વીડોએ કહ્યું.

"તમે તો પેજ અને જુલીઆનો જાન લેવાની વાત કરતા હતા; પણ મેં સીકરટર સાલને તેઓને ત્યાં નોકરી રખાવીને કેવું કામ પાર પાડયું!" ફ્રીંચીન ગ્રેંડ ખુશી થતો બોલ્યો.

"બીલ! તેં ખરેખર મહાન 'પરાક્રમ કરી બતાવ્યું છે. તારી માશુક વિશ્વાસપાત્ર છે ને?"

"હા. હા. તમે તેની ફીકર ન કરો. મારી સીકરટર મારે માટે જાન આપવાને પણ તૈયાર છે."

સીકરટર સાલ સારા ઘરની કન્યા હતી પણ સંજોગવશાત તેને બદમાસોના અડ્ડામાં ઉધારવામાં આવી હતી. તે ફ્રીંચીન ગ્રેંડ પર આશક પડી હતી અને પેજ અને જુલીઆ પર જાસુસી કરવા માટે પેજને ત્યાં દાસી તરીકે નોકરી રહી હતી. ફ્રીંચીન ગ્રેંડ પોતાની માશુકની તારીફ કરતો હતો એવામાં તેજ ત્યાં આવી લાગી.

"શું ખબર છે સાલ?" તેના યારે તેને પુછયું.

"સારી ખબર છે. મીસ પોલીન શરાબ પી બેહોશ થઇ ગઇ છે અને પ્રિન્સ હમણાંજ આવી પુગ્યા છે." સીકરટર સાલે ખબર આપી.

"તો હવે ઢીલ કરવામાં સાર નથી. ચાલો—સાલ! તું આગળ જા. અમે તારી પાછળ આવીએ છીએ." કેરોટી પોલ આ ખબર સાંભળી ખુશી થઇ બોલી.

"તમે બેઉ પાછલા ફાટક આગળ આવો. હું ઘરમાં જાઉં કે બે ત્રણ મીનીટમાં આવી પહોંચો."

કેરોટી પોલ અને ગેબેલ વીડો સીકરટર સાલની ખુબ પ્રશંસા કરવા લાગી તે સાંભળી તેના જુવાન પ્રેમી ફ્રીંચન ગ્રેંડની છાતી ગજ ગજ ઉછળવા લાગી. સાલ ગયા પછી ત્રણે જણે હોટલમાંથી બહાર નીકળતી વખતે હોટલના માલીક બ્રીગ્સ તરફ અર્થભરી નજર ફેંકી. એક ગલીમાંથી ત્રણે જણ પેજના મકાનની પાછળના બગી- ચાના ફાટક પાસે જઇ પહોંચ્યા. સીકરટર સાલ ત્યાં હાજરજ હતી. તેણે ત્રણે જણને બગીચામાં દાખલ કરવા ફાટક ખોલી નાખ્યો.

# પ્રકરણ ૧૭૭ મું.

## પોલીનનો બચાવ.

રાતના દશ વાગી ગયા હતાં. પેજના ઘરના શયનાગારમા રોશની સળગતી હતી. તેમાં એક પલંગ પર પોલીન બેહોશ થઇ પડી હતી. ઉશીકા પર તેના લાંબા કાળા વાળો વીખરાયલા પડયા હતા. એ ભોળી બાળા આજે જુલીઆના આમંત્રણથી તેને ત્યાં ભોજન લેવા આવી હતી. ભોજન લીધા પછી બદમાસ જુલીઆએ તેને કંઇ કેફવાળી શરાબ પાઇ હતી તેથી તે તરત બે બેભાન થઇ ગઇ હતી. તે બેભાન થયા પછી જુલીઆ અને સીકરટર સાથે તેને ઉંચકીને પલંગ પર સુવાડી દીધી હતી. એ બિચારી કેવી આફતમાં ફસી પડી હતી તેનું તેને ભાન પણ ન્હોતું. તેના મોહક પગ પરથી વસ્ત્ર ખસી ગયું હતું તેથી બન્ને પગો ઉઘાડા દેખાતા હતા. તેનો એક હાથ પલંગ પરથી નીચે લટકતો હતો. મ્હો જરા ખુલ્લું હતું તેથી તેના મોતી જેવાં દાંતની મોહક છટા નજરે પડતી હતી.

પલંગ પર પડેલી પોલીનના વદન પર માથું ઝૂકાવી પ્રિન્સ કામી નજરે એ રૂપસુંદરીના યૌવન અને રૂપનો બહાર જોઇ રહયો હતો. અજગર પોતાના શિકારને ખાઇ જવા પહેલાં તેના શરીરની આસપાસ વીંટાઇ વળે છે તેવીજ રીતે આ નરપિશાચ પોલીનને સતૃષ્ણ નયને જોતો ઉભો હતો. તેની વાસના પ્રબળ થઇ ઉઠી. ઘણે દહાડે તેની આશા સફળ થશે એ ખ્યાલથી તે પાગલ થઇ ગયો હતો એવામાં અચાનક તેને કોઇના પગલાંનો અવાજ સંભળાયો. એ બદમાસ રાજકુમાર શયનગૃહમાં દાખલ થઇ બારણાં બંધ કરવાનું ભુલી ગયો હતો. પગલાંનો અવાજ જરા બંધ થયો. પ્રિન્સ ફરીથી પોલીનની રૂપરાશી જોવા લાગ્યો કે તરતજ બારણાં હડસેલી ત્રણ જણ અંદર દાખલ થયાં. પ્રિન્સે ચોંકીને જોયું તો તેની નજરે ફેરોટીપોલ, ગેબોરીઆડો અને કીંગીન એંડ પડયાં. પ્રિન્સના ગુસ્સાનો પાર રહયો નહિ.

"હમણાં ને હમણાં કાળું કરી જાઓ; નહિ તો ચોર ચોર કરીને બુમ મારીશ." પ્રિન્સે ગર્જના કરી.

"તમારી મજાલ નથી કે તમે બુમ પાડો. જો તેમ કરશો તો તમે તમારીજ પોલ ખોલી દેશો." જરા પણ ડર્યા વિના ફેરોટીએ તેને ડામ દેનારો જવાબ આપ્યો. આ જવાબ સાંભળતાજ પ્રિન્સ સમજી ગયો કે આ લોકો મને ઓળખી ગયાં છે. તે અત્યંત નારાજ થયો. લાચારીથી તેને નમ્ર થવાની ફરજ પડી.

"તમે શું કહેવા માગો છો? જો તમને પઇસા જોઇતા હોય—"

"નહિ. અમને પઇસા જોઇતા નથી. અમે તમારી સાથે થોડી વાર વાત કરવા માગીએ છીએ." ગેલોઝવીડો બોલી.

"મારી સાથે? હમણાં? નહિ. હમણાં નહિ." કહી પ્રિન્સે બેહોશ પોલીન પર નજર ફેંકી.

"તમે હમણાં પરમ સુખ લુંટવા આવ્યા છો તેની અમને ખબર હોવા છતાં અમે અહિં આવ્યાં છીએ—સમજ્યા રાજકુમાર!"

"શું બદમાસ પેજે મારી સાથે દગાબાજી કરી?"

"નહિ. પેજ અને તેની સ્ત્રી હાલમાં નીચેના ઓરડામાં કેદ છે અને તેમની દાસીજ પીસ્તોલ લઇ બન્ને જણ પર ચોકી કરી રહી છે."

પ્રિન્સ સમજ્યો કે મામલો ગંભીર છે.

"તમે કોણ છો અને શું માગો છો?" પ્રિન્સે પુછ્યું.

"મારૂં નામ મેરી પ્રાઇસ છે અને હું બીગ બેમરમેનની પુત્રી છું."

"અને હું જોસફ વોરન ઉર્ફે મેગ્સમેનની માશુક છું."

આ બે બદમાસોના નામ સાંભળતાંજ પ્રિન્સના હાંજા ગગડી ગયા: "તમે શું ચાહો છો?"

"સાંભળો! આ છોકરીનો બાપ અને મારો મરદ બંન્ને ચોરી અને ખુનના વાંક માટે પકડાયા છે. બંન્નેએ અગાઉ એવા એવા ગુન્હા કર્યા છે કે તેમને ફાંસીનીજ સજા થશે તે વિષે કંઇ શક નથી.

તમારે ગમે તે રીતે એ બંન્ને જણના જીવ બચાવવા પડશે." ગેબોઝ વીડોએ પોતાનું કામ કર્યું: "બંન્ને જન્મ દેશ નિકાલ થાય તેની અમને પરવા નથી પણ બંન્નેના જાન બચવા જોઇએ."

"વારૂ. બન્નેનો કેસ ચાલશે ત્યારે હું તેઓની સજા ઓછી કરાવવાનું વચન આપું છું." પ્રિન્સે હમણાં આ બલા ટાળવાના હેતુથી કહ્યું.

"તમારો ઉપકાર !"

"ચાલો, હવે અહિંથી રસ્તો માપો."

"મહેરબાની કરીને મને એ વાત લખી આપો. અને તે પર તમારી વીંટીની મહોર મારો.

"શું ? મારા પર વિશ્વાસ નથી ? તો જાઓ-તમારાથી થાય તે કરી લેજો." પ્રિન્સ વિફર્યો.

"નકામા ધુંઆ પુંઆ ના કરો. મી. પેજની દાસી અમારી જાસુસ છે. તેણે આ બેહોશ બાળકીની બધી વાત અમને કહી દીધી છે. જો તમે ગડબડ કરશો તો અમે લોકોને ભેગા કરીને તેઓને બતાવી દઇશું કે આબરૂદાર સ્ત્રીઓના શીયળનો નાશ કરવા માટે પ્રિન્સ કેવાં નીચ કાવત્રાં કરે છે." ગેબોઝ વીડોના આ તાણાએ પ્રિન્સનું જીગર વિંધી નાખ્યું. જો ત્રણ પાંચ કરશે તો પોતાની ભારી બદનામી થશે એવા ખ્યાલથી તે લાચાર થયો.

"લાવો, તમને મદદ કરવાનું લખી આપું."

ફીંચીન ગ્રેડે તેને કાગળ કલમ આપ્યા અને પ્રિન્સે સ્ટીફન પ્રાઇસ તથા મેગ્સમેનનો જાન બચાવવાનો એકરાર લખી તે પર પોતાની મહોર મારી. એ કાગળ ગેબોઝ વીંડો અને ફેરોટીએ વાંચી જોયો. પછી એ કાગળ ગજવામાં મુકી ગેબોઝ વીડો બોલી: "બરાબર છે ! હવે તમે વિદાય થાઓ."

"શું ? હું વિદાય થાઉં ?"

"હાસ્તો! અમે મીસ પોલીનના રક્ષક છીએ. અમારી નજર સામે તેનો વાંકો વાળ પણ થવા દઇશું નહિં." મેલોઝવીડોએ આંખ ફેરવી.

"જો આમ કરશો તો હું તમને જરા પણ મદદ કરીશ નહિ."

"કંઇ ફીકર નહિ. તમે મદદ નહિ કરો તો તમારો કાગળ મદદ કરશે."

"શું તમે કોઇ રીતે ન માનો? તમે કહો તો તમે માંગો તેટલા પઇસા આપું-સો ગીની—"

"તમે હજાર ગીનીઓ આપશો તો પણ તમારૂં કંઇ વળવાનું નથી. મીસ પોલીનનું રક્ષણ કરવા માટે અમને જે જોઇશે તે આપનાર હયાત છે. નકામો બકવાદ ના કરો અને અહિંથી ચાલતી પકડો."

પ્રિન્સ ખીસીઆણો પડી ગયો. ગુસ્સાથી લાલ લાલ આંખો બતાવતો તે નીચે ઉતર્યો અને ઓવરકોટ અને હેટ પહેરી જલદી મકાનમાંથી બહાર નીકળી ગયો.

—

# પ્રકરણ ૧૭૮ મું.

## પેજ લુંટાયો.

પ્રિન્સ ગયા પછી ગેલોઝવીડોએ પોલીન પાસે જઇ તેના ખભાં પકડી ધીમેધીમે હલાવી. પોલીન જરા હોંસમાં આવી; પણ તરત પાસું ફેરવી સુઇ રહી. આ જોઇ ગેલોઝવીડોએ તેના મ્હો પર થોડુંક પાણી છાંટયું તેથી પોલીન ધીમે ધીમે હોંસમાં આવી. તેણે આંખો ખોલી અને પોતાના કોચ પાસે ત્રણ જણને જોતાં ભયને લીધે તેણે ચીસ પડી.

"ડરો નહિ. અમે તમારા મિત્રો છીએ. અમે કેવી આફત-માંથી તમારૂં રક્ષણ કર્યું છે તેની તમને ખબર પણ નથી." ગેલો-ઝવીડો તેને શાંત કરતી બોલી.

"આફત?" પોલીને કપાળ દાબ્યું: "હા. હા. મને યાદ આવે છે હું કયાં છું?"

"પેજના ઘરમાં. મીસીસ પેજે દગાબાજીથી તમને કેફી દવાવાળો શરાબ પાયો હતો. પ્રિન્સ તમારી લાજ લુંટવાની અણી પર હતા એવામાં અમે તમારૂં રક્ષણ કર્યું"—

"પ્રભુ તમારૂં કલ્યાણ કરો."

"હવે ના ડરો ફ્લોરેમલે તમારૂં રક્ષણ કરવાનું કામ અમને સોંપ્યું હતું. હવે અમારૂં કામ પુરૂં થયું."

ફ્લોરેમલનુ નામ સાંભળતા પોલીનનો ચહેરો ખીલી ઉઠયો. "ફ્લોરેમલ? શુ એ સંભવિત છે?"

"હા. એ તદન સાચી વાત છે. લોર્ડ ફ્લોરેમલ તમને ખરા જીગરથી ચાહે છે. તમે વગર કારણે તેમના પર નારાજ થયા છો તેથી તેમને બહુ દુ:ખ થયું છે. પણ તમારા પરનો તેમનો પ્રેમ અટલ છે. તમે કોઇ બદમાસની જાળમાં ફસી ન પડો તે માટે તમારા મકાનનો પતો મેળવી તેઓ પાછા લંડન આવે ત્યાં સુધી તમારૂં રક્ષણ કરવાનું કામ લોર્ડ ફ્લોરેમલે અમને સોંપ્યું છે." ગેલોઝવીડોએ ખુલાસો કર્યો

પોલીનનો નીશો હજુ પુરો ઉતર્યો ન્હોતો તો પણ હવે તે ભાનમાં હતી. તે કોચ પરથી ઉતરી ખુરશી પર બેઠી. અચાનક તેણે જે વાત સાંભળી હતી તેથી તેનું જીગર પીગળી ગયું. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યા: "તમે કોણ છો? તમારા ઉપકારનો બદલો હું શી રીતે વાળું?"

"અમે કોણ છીએ તેની તમે પરવા ન કરો. અમારા દેખાવ પરથી તમે ગભરાતા ના. ખાત્રીથી માનજો કે અમે લોર્ડ ફ્લોરે-મલના શુભેચ્છક છીએ અને તમારી બધી વાતની અમને ખબર છે. તમારી બહેન ઓકટેવીઆને લુચ્ચાઇથી તમારી પાસેથી લઇ જવામાં આવી છે. પ્રિન્સે પોતાનું પાપ પ્રગટ થઇ જાય તે માટે એ દગા-બાજી કરી છે. જો બદમાશો તમારી બહેનને સહેલાઇથી છોડી દેશે નહિ તો માજીસ્ટ્રેટને અરજ કરવાથી તેને છોડાવી શકાશે." ગેલોઝવીડો બોલી.

પોલીનને હવે આ લોકો પર વિશ્વાસ આવ્યો. "તમે મારા પર ભારી ઉપકાર કર્યો છે. પણ તમને ઇનામ આપવા માટે મારી પાસે કંઇ નથી."

"અમને તમારી પાસેથી કંઇજ જોઇતું નથી. જો તમે ઇનામની વાત કરશો તો અમને માઠું લાગશે." લોર્ડ ફ્લોરેમલ પાસેથી ભારો ઇનામ મળવાની ખાત્રી હોવાથી ગેલોઝવીડોએ ભલાઇ બતાવી.

"બારૂ, મારી બહેનની ખબર તમને લોર્ડ ફ્લોરેમલે કહી હતી?"

"નહિ. તેમણે તે વિષે કંઇ કહ્યું ન્હોતું. પણ પેજની દાસી અમારી ટોળીની છે તેની મારફતે અમને બધી ખબર મળી હતી. તમે બાજુમાંજ રહો છો એટલે તમારી રક્ષા કરવામાં ઉપયોગી થઇ પડશે એમ ધારીને અમે સીકસ્ટર સાલ નામની છોકરીને પેજને ત્યાં નોકરી રાખી હતી."

"તમે હમણાં કહ્યું કે લોર્ડ ફ્લોરેમલ લંડનમાં નથી. તે કયાં છે તે તમે જાણો છો? હું તેમને પત્ર લખવા માગું છું."

"લોર્ડ સાહેબ હમણા ડોવરમાં છે.

"તમારો આભાર! હવે મને એક વાત કહો. પેજ અને જુલીઆ મારા તરફ ઘણી મમતા બતાવતા હતા. પણ એ લોકો શું ખરેખર નીચ અને દગાબાજ છે?

"એમાં કંઇ શક છે? પેજ મહા બદમાસ ધુતારો છે અને જુલીઆ તો થોડાજ મહિનાની વાત પર વેસ્યાનો ધંધો કરતી હતી"

"એમ! અફસોસ! હવે મારી તબીઅત ઠીક છે એટલે હું મારે ઘેર જઇશ." કહી પોલીન ત્રણે જણને શેકહેંડ કરી પોતાને ઘેર જવા નીકળી. ફેરાટીપોલ તેની સાથે જઇ તેને સલામત તેને ઘેર મુકી આવી.

હવે ત્રણે જણ પેજ અને જુલીઆને કેદ કર્યા હતા તે ઓરડામાં ગયા. સીકસ્ટર સાલ પીસ્તોલ લઇ બન્ને જણ પર પહેરો ભરતી હતી. પેજ આ બદમાસ ત્રિપુટીને જોતાંજ ભયભીત થયો કેમકે તે ત્રણેને ઓળખતો હતો. તેનું શરીર થરથર કમ્પવા લાગ્યું.

પોતાની માશુકના હાથમાંથી પીસ્તોલ લઇ બારણાને અઢેલી કોંચીનગ્રેંડ ઉભો રહયો અને પેજ તરફ જોઇ દાંત કચકચાવતો બોલ્યો: "કેમ બદમાસ! હવે તો તું અમારા હાથમાં આવ્યોને?"

"શું તમે મને મારી નાખશો?" તે મરવા જેવા અવાજે બોલ્યો.

"એ તો જેવી તારી વર્તણુક!"

"તમે મારી પાસે શું કરાવવા માગો છો?"

"સાંભળ! તમે બન્ને અમારા કટ્ટા દુશ્મન છો. તમારાજ કારસ્તાનથી સ્ટીફન પ્રાઇસ અને જો વોરનની દુર્દશા થઇ છે. તમને સપાટામાં લેવાનો અમે કયારનો વિચાર કર્યો હતો તે આજે પાર

પડયો. તારી દાસી અમારી ટોળીની છે. તમારા બધા કારસ્તાનો અમે જાણીએ છીએ. પ્રિન્સ પણ હવે અમારા હાથમાં સપડાયા છે. મીસ પોલીનને અમે બચાવી લીધી છે અને કાલે તેની બહેનને છોડાવી લાવીશું. અમારૂં બધું કામ પુરૂં થયું. હવે તમને ઠેકાણે પાડવા છે."

"ઠેકાણે પાડશો?" પેજ ગદગદ થઇ ગયો.

"નહિ. નહિ. હમણાં તને મારી નાખીશું નહિ. હમણાં તો તારી દોલતજ લુંટી જવી છે. સીધે સીધો જે હોય તે આપી દે."

"મારા ગજવામાં તો એક બે ગીની છે. પણ જુલીઆની બેગમાં શું છે તેની મને ખબર નથી." પેજ બોલ્યો. જુલીઆએ પોતાની મની બેગ ટેબલ પર ફેંકી તે ઉઠાવી કેરોટી પોલ પૈસા ગણવા લાગી.

"આરં સોવરેન, બે કાઉન, એક અરધો કાઉન, એક શીલીંગ અને ત્રણ પેન્સ.

"એની ડેસ્ક તો તપાસો. તમે થોભો. હું લઇ આવું છું." કહી સીકરટર સાલ બહાર ગઇ અને થોડીક વારમાં ડેસ્ક લઇ આવી. મોતના ડરથી પેજે તેનું તાળું ખોલી આપ્યું અને ગેબોઝ વીંડો તથા કેરોટી પોલ તેમાંના માલ પાણી તપાસવા લાગી.

"ઓહો! આ તો નોટનું બંદલ છે! કેટલીક હશે?" ગેબોઝ વીંડાએ એક નોટનું બંદલ બહાર કાઢયું તે જોઇ ખુશી થઇ ફીંગીન ફ્રેંક પોકારી ઉઠયો.

"હજારેક પાઉંડ હશે? સીકરટર! બીજું શું છે?"

"વાસણ કુસણ પણ લઇ જવા છે ને!" કહી સાલ બીજા ઓરડામાં ગઇ.

આ જોઇ પેજ ઘણો દુઃખી થયો. તેણે ધીમેથી જુલીઆને કહ્યું: "આ લુંટારાઓ તો બધુંજ લઇ જાય છે."

"હા. એમ લાગે છે ખરૂં !" ફીંચીન ગ્રેંડ ને તેની સાથીઓ તરફ કરડી નજર કરતી જુલીઆ બોલી.

"તો તે લોકોને અટકાવતી કેમ નથી ?" પેજે કહ્યું.

"તમે કેમ અટકાવતાં નથી ? હું તો પહેલાથીજ માનતી હતી કે તમે હીચકારા છો તેની આજે સાબીતી મળી ગઇ." જુલીઆએ તાણો માર્યો.

"જુલીઆ ! ચુપ રહે......આ લોકો આપણા પર જરૂર દયા કરશે." પેજ આ શબ્દો મોટેથી બોલ્યો.

"દયા કરશે ? અરે ! આજથી એ લોકોની હું કટ્ટી દુશ્મન બનીશ." જુલીઆએ દાંત કચકચાવ્યા.

આ વખતે સીકસ્ટર સાલ ઘરમાંના ચાંદીના વાસણો બાંધી લઇ આવી ને તે ફીંચીન ગ્રેંડ પાસે મુકી બોલીઃ "એ લોકો ની વીંટી ને ઘડીઆળ ઉતરાવી લો."

ફીંચીન ગ્રેંડે તરતજ હુકમ કર્યો. જુલીઆએ તરત પોતાના દાગીના ઉતારી આપ્યા. પેજ ઘણો કરગર્યો, પણ અંતે તેને પણ વીંટી અને ઘડીઆળ કાઢવા પડયા.

"જુઓ, જો આ વાતની તમે પોલીસને ખબર આપશો તો મીસ પોલીન સાથે દગાબાજી કરવા માટે તમારી સામે કામ ચલાવવામાં આવશે." ગેલોઝ વીંડોએ જુલીઆ અને પેજને સંબોધી કહયું: "મીસ પોલીન પોતે અમારા તરફથી સાક્ષી આપશે અને એ નીચ કર્મ કરવા માટે તમને ઓછામાં ઓછી કાળા પાણીની સજા થશે. માટે સાવધ રહેજો !"

હવે કંઇ લુંટવાનું બાકી ન્હોતું એટલે સીકસ્ટર સાલ, ફીંચીન ગ્રેંડ, ગેલોઝ વીંડો અને કેરોટી પોલ પેજના પઇસા તથા વાસણો વિગેરે લઇ રવાના થઇ ગયાં. પેજ અને જુલીઆ હાથ ઘસતાં રહી ગયા. બીજે દીને સવારેજ પેજે એ ઘર છોડી દીધું.

# પ્રકરણ ૧૭૯–મું.

## આપઘાત કે ખુન!

અગીઆર વાગ્યા હતા. અર્લ ઓફ ડેસબરો સ્ટેમ્ફર્ડ મેનરની લાયબ્રેરીમાં બેઠો હતો. સામે એક ઉઘાડું પુસ્તક પડયું હતું. તેની નજર પુસ્તક પર હતી પણ તે મનમાં બીજાજ વિચાર કરતો હતો. લંડનમાંના તેના પોતાના ઘરમાં તથા સ્ટેમ્ફર્ડ મેનરમાં થોડા સમય પર જે બનાવો બની ગયા હતા તેનો વિચાર આવતાં તે અસ્થિર થઇ ગયો હતો. એલીનરને તે પ્રાણથી પણ અધિક ચાહતો હતો. એ વ્હાલી પ્રિયાને માથે કલંકની કાળી ટીલી લાગવાથી અર્લને અત્યંત દુઃખ થયું હતું. તે ચિંતામાં એટલો બધો નિમગ્ન થઇ ગયો હતો કે ઓરડાનું દ્વાર ખોલી એલીનર અંદર આવી તેનું પણ તેને ભાન ન રહ્યું. એલીનરે તેની પાસે જઇ તેના ખભા પર હાથ મુકયો ત્યારે તે ચોંકયો. એલીનરનો ચહેરો જોતાંજ અર્લનું હૃદય કંપી ગયું. તેની બીના મ્હોં પર ધિક્કાર અને નિશ્ચયની છાપ જણાતી હતી. આંખમાંથી અપૂર્વ જ્વાળા નીકળતી હતી અને બંન્ને હોઠો વિવર્ણ થઇ ગયા હતા.

“શું છે એલીનર? કંઇ નવું દુઃખ આવ્યું છે?” અર્લ એલીનરના મ્હોં તરફ જોઇ બોલ્યો.

“નહિ. હવે તો એમજ કહો કે વેર લેવાનો વખત આવી પુગ્યો છે.”

“એટલે? જલદી બોલ.”

“પેલો દુષ્ટ મને ફરીથી મળવા માગે છે.”

“હવે તે શું બ્હાનું કાઢીને મળવાની અરજ કરે છે?”

“હવે તે અરજ કરતો નથી. હુકમ કરે છે. આજે રાતે નવ વાગે મળવાની તેણે મને આજ્ઞા કરી છે.”

“શું પ્રિન્સ ફરીથી કાશીશ કરવા માંગે છે?”

“નહિ. પેલો બદમાસ પ્રિન્સની મદદથી છુટો થયો છે. હવે

તેને તમારા ગુસ્સાની પરવા નથી અને મારો પીછો પણ એ મુવો છોડતો નથી.

"એલીનર! તું હવે તેને ચાહતી નથી તે વિષે તેને ખાત્રી થઇ નથી.

"તમે આવી વાત ના કરો. હવે એ પાપી પ્રેમ માંગતો નથી. તેને તો પાંચ હજાર પાઉંડ જોઇએ છે."

"બસ એટલાજને! જો એ કસમ પુર્વક—"

"સબુર કરો! હવે મારાથી સહન થતું નથી. એ બદમાસ કોઇ વાર કંઇ કરશે ને કોઇ વાર કંઇ! ચિંતામાં ને ચિંતામાં હું બળી મરૂં છું. મારા નસીબમાં સુખ તો છેજ નહિ પણ જે થોડી ઘણી શાન્તિ છે તે પણ નષ્ટ થવા લાગી છે. દીવસે આશંકાને લીધે હું ચિંતામાં રહું છું અને રાતે ભયંકર સ્વપ્ના સતાવે છે; નહિ. ફ્રાન્સીસ! હવે એ યાતના મારથી સહન થતી નથી." કહી એલીનર ચુપ થઇ. તેના ચહેરા પરથી એમ જણાતું હતું કે તેણે કોઇ ભયંકર પ્રતિજ્ઞા લીધી હતી.

"તેં શું વિચાર કર્યો છે?"

"કાંતો એનો જાન જાય યા મારો. અમે બંન્ને સાથે જીવી શકીએ તેમ નથી." એલીનરે જવાબ આપ્યો. અર્લ એ સાંભળતાંજ ધ્રુજી ગયો.

"એલીનર! તું શું બકે છે? તારી ઇચ્છા શી છે?" અર્લે કંપિત અવાજે પુછ્યું.

"સાંભળો!" ધીર ગંભીર અવાજે એલીનર બોલી: "મારે માટે હવે બેજ રસ્તા છે. આપઘાત અથવા ખુન! બેમાંથી તમે એક પસંદ કરી આપો. જો હું આપઘાત કરીશ તો તમારે મારી લાશ સાથે કબર સુધી જવુ પડશે. જો હું એ પાપીનું ખુન કરી નાખીશ તો તમે મને જીવતી જોઇ શકશો પણ તે કલંકિત ખુની સ્ત્રી તરિકે!"

આ સાંભળતાંજ અર્લને માથાથી પગ સુધી ધ્રુજારી આવી. તે કરૂણાજનક અવાજે બોલ્યો: "શું આટલી બધી વાત વધી ગઇ છે ?

"હા. મેં તમને કહ્યું તો ખરૂં કે એ દુષ્ટ અને હું બન્ને આ દુનિયામાં જીવી શકીએ તે અશક્ય છે. કાંતો એ મરે કે હું મરૂં ! મારે એક પાપ તો કરવું પડશે. પણ હું આપઘાત કરૂં કે ખુન તે તમારે નક્કી કરવું પડશે. મારે મન બન્ને સરખા છે."

"એલીનર !" પોતાની પત્ની સામે ધુંટણીએ પડી અર્લ રોતો રોતો બોલ્યો: "વ્હાલી! મને વધુ દુઃખી ન કર. તું જે ભયંકર કામ કરવા તૈયાર થઇ છે તે પર જરા વિચાર કરી જો. માની લે કે તું દુશ્મનને ઠાર કરી નિરાંત મેળવશે; પણ પછી તને જીવનભર પસ્તાવો નહિ થાય ? જો તારે એ પાપીને પૂરોજ કરી નાખવો હોય તો એ કામ મારૂં છે. બોલ, તું મને ખુની બનાવવા માગે છે ?"

"નહિ ફ્રાન્સીસ ! કદિ નહિ." કહી એલીનરે અર્લને ઉભો કર્યો અને તે તેને વળગી પડી.

"વ્હાલી ! જરા વિચાર કર." અર્લ તેને ચુમી લેતો બોલ્યો.

"મેં બધો વિચાર કરી મુક્યો છે. તમે કદિ કોઇ પાપ કર્યું નથી એટલે હું તમને એ પાપ કરવા દઇશ નહિ."

"મેં પાપ કર્યું નથી ? એલીનર ! મેં તો ઘોરતમ પાપ કર્યું છે. તારી સાથે લગ્ન કરીને મેં તારી જીંદગીનું સત્યાનાશ વાળી નાખ્યું છે."

"અત્યારે એ વાત કરવાની કંઇ જરૂર નથી. હાલમાં એ બદમાસનીજ વાત કરો. એ મુઓ હુકમ કરે છે કે આજે રાતે પાંચ હજાર ગીની સાથે મને મળ; નહિ તો તારા ને મારા છૂપા પ્રેમની કહાણી પ્રગટ કરી એટલી રકમ કમાઇ લઇશ."

"શું એ આવું લખવાની હિમ્મત કરે છે ?"

"હા."

"આવી નીચતા મેં કદિ જોઇ નથી. હશે, એલીનર ! હવે એની સાથે હુંજ ફોડી લઇશ."

"નહિ ફ્રાન્સીસ! એ મારૂં કામ છે ને તે હુંજ કરીશ."

"જો એલીનર! આ વખતે એને પાંચ હજાર પાઉંડ આપી દે."

"નહિ. નહિ. જો આ વખતે આપશો તો એનું જોર વધી જશે ને તે વારંવાર સતાવવા આવશે. હવે મારાથી જ્વાલા નથી ખમાતી. એકવાર મને મોતનો ડર લાગતો હતો. હવે કંઇ ડર નથી. હવે મારો ઉત્સાહ નષ્ટ ન કરતા. આજે કાંતો હું એ બદમાસને મારી નાખી મારો માર્ગ સાફ કરીશ અથવા તો હું પોતે જાન દઇ દઇશ. તમે કહો તો હું પોતે ઝેર ખાઇને મરી જાઉં—"

"એલીનર! તું મને પાગલ બનાવી નાખે છે?

"તો તમે હિમ્મત રાખો. હું આજે છેલ્લે પાટલે બેઠી છું."

"શું તુ તારો નિશ્ચય કદિ તોડવાની નથી?"

"હું ધર્મના કસમ ખાઇ કહું છું કે હું એ કામ કરવાની પ્રતિજ્ઞા લઇ બેઠી છું. મારો હાથ પકડી જુઓ કે તે જરા કંપે છે? છાતી પર હાથ મુકો. એ ધડકે છે? મારૂં મન વજ્ર જેવું કઠણ થઇ ગયું છે. તમે કહો તો હું આપઘાત કરી માર્ગે લાગું. પણ તમને તે માટે જીવનભર પસ્તાવો થશે."

"નહિ. નહિ. વ્હાલી! તારે મરવાની જરૂર નથી. તારો દુશ્મન મહા બદમાસ છે. એજ મરવાને લાયક છે."

"વ્હાલા! તમે ખરેખર, મારા માનને પાત્ર છો." એલીનર અલંને ભેટી પડી.

# પ્રકરણ ૧૮૦ મું.

## છેલ્લો મેળાપ.

ટીમ મીગલ્સ ભાડાના તબેલામાં પોતાના ઘોડા રાખતો હતો. પ્રિન્સની દગાબાજીથી તે દેશ પાર થયો ત્યારે લીટીશીઆએ તેના ઘોડાઓને પોતાના તબેલામાં રાખ્યા હતા.

હવે લીટીશીઆ વિધવા થઇ હતી. એક વર્ષ સુધી તેણે પવિત્ર જીગરે પોતાના પતિ પાછળ શોક પાળવાના સોગન લીધા હતા તેથી મીગલ્સની તે પ્રિયતમા છે એમ લોકોને સ્પષ્ટ જણાઇ આવે તે હાલમાં તેને પસંદ ન્હોતું. આ કારણસર ટીમે ઇંગ્લાંડ પાછા ફર્યા પછી પોતાના અશ્વો ફરીથી ભાડાના તબેલામાં લઇ ગયો હતો.

જે તબેલામાં ટીમના ઘોડા હતા ત્યાં સંજોગવશાત તે હાજર હતો. એ સમયે તેણે થોડે દુરથી એક સખસને ભાડાની ગાડી તઇયાર કરવાનો હુકમ કરતો સાંભળ્યો. એ અવાજ ફીલીપ રામસેનો હતો તે મીગલ્સ ઓળખી ગયો. ખાત્રી કરવા માટે તે છુપી રીતે એક ગાડીના કોચ બોક્ષ પર ચઢયો અને ત્યાંથી તેણે રામસેને જોઇ લીધો. હવે તેને કોઇ જાતની શંકા રહી નહિ. રામસેએ એલ્સબરી જવા માટે ભાડાની ગાડી માગી હતી. કાંતો બદમાસ પ્રિન્સ કંઇ નવી બાજી રમવા માગે છે યા ફીલીપ રામસે એલીનરને સતાવીને પોતાનો કંઇ સ્વાર્થ સાધવા ચાહે છે એવો ટીમને ખ્યાલ આવ્યો. જો પ્રિન્સ એલીનરને ફરીથી ફસાવવા માગતો હોય તો તેની બાજી ધુળમાં મેળવવાનું પોતાનું કર્ત્તવ્ય છે એમ ટીમ માનતો હતો. વળી રામસે પોતાનાજ કોઇ સ્વાર્થ માટે એલીનરની પાછળ પડયો હોય તો અર્લે ટીમ તરફ ઘણી ઉદારતા બતાવેલી હોવાથી એલીનરને બચાવવાની ટીમે પોતાની ફરજ માની. આવા વિચાર કરી તેણે રામસેની પાછળ પડવાનો વિચાર કર્યો.

રામસેની ગાડી તઇયાર થઇ અને તે અંદર બેસી ગયો. ગાડી એલ્સબરી લઇ જવાનો હુકમ મળતાંજ ગાડી ચાલી. આ બાજા

ટીમ તઇયારજ હતો. તે પોતાના માનીતા ઘોડા પર સવાર થઇ પાછળ પડયો. શહેરથી એકાદ માઇલ દુર જતાં તેને રામસેની ગાડી જણુાઇ પણુ રામસે તેને જોઇ ન લે તે માટે જાણી જોઇને તેણે પોતાનો ઘોડો થોડેક દુરજ રાખ્યો હતો.

એલ્સબરી લંડનથી આશરે ચાળીસ માઇલ દુર હતું. જે જમાનાની વારતા અમે લખીએ છીએ તે વખતે આ રસ્તો તદન વેરાન હતો દિવસે સુર્યનો મનોહર પ્રકાશ પડનો હતો એટલે કલાકે દશ માઇલની મુસાફરી કરી સાંજે સાતેક વાગે બન્ને જણા એલ્સબરીમાં દાખલ થયા. રામસેએ પ્રિન્સ મારફતે માફી મેળવી લીધી હતી એટલે હવે તેને ફાંસીના માચડાનો ડર ન્હોતો. છતાં એલ્સબરીના લોકો તેનાં કાળાં કામો સારી પેઠે જાણુતા હોવાથી તેણે ખુલ્લે મ્હોડે બજારમાં જવાની હિમ્મત કરી નહિ. તેણે એક ગલીમાંથી સ્ટેમ્ફર્ડ મેનર પાસે ગાડી લઇ જવાનો હુકમ કર્યો અને તે મુજબ સ્ટેમ્ફર્ડ મેનરથી થોડે દુર એક હોટલની સામે ગાડી ઉભી રહી.

હવે મીમલ્સની ખાત્રી થઇ ગઇ કે બદમાસ એલીનરનેજ મળવા માગે છે. પ્રથમ તો અર્લને આ વાતની ખબર આપવાનો તેને વિચાર આવ્યો પણુ પછી તેણે એ વિચાર માંડી વાળ્યો. એલીનરને તેણે પ્રિન્સના પંઝામાંથી બચાવી લીધી તે દિને તે આજ હોટલમાં ઉતર્યો હતો અને જતી વખતે તે સઘળા નોકરોને બક્ષીસ આપી રાજી કરી ગયો હતો તેથી એ હોટલનો એક છોકરો ટીમને જોતાંજ રાજી થઇ ગયો અને તેને બોલ્યો: "તમે અમારા હોટલમાં રહેવાના છો?

"હા. પણુ હોટલમાં ગયા પહેલાં હું તારા માલીકને મળવા માગું છું. હમણુાજ એક માણુસ તારા હોટલમાં ગયો છે તેના પર મને કંઇક શક છે. તું કોઇને ખબર પડે નહિ એવી રીતે તારા માલીકને અહિં બોલાવી લાવશે? હું અહિં થોભું છું." કહી મીમલ્સે તે છોકરાના હાથમાં એક ક્રાઉન મુકયો અને પેલો છોકરો દોડતો દોડતો જઇ પાંચ સાત મીનીટમાં હોટલવાળાને લઇ ટીમ પાસે આવી પુગ્યો.

"ભલા માણુસ!–" ઘોડા પરથી ઉતરી ટીમે હોટલના માલીકને સંબોધીને કહ્યું: "હું બોસ્ટ્રીટનો પોલીસ અમલદાર છું. હમણાં જે

માણસ બાદ્રાની ગાડીમાંથી તમારા હોટલમાં દાખલ થયો તેની હું પાછળ પડયો છું."

"અજબ જેવી વાત છે! શું આવો ખાનદાન ચહેરાનો માણસ બદમાસ હશે!" હોટલના માલીકે અજાયબી બતાવી.

"હા. એ ભારી બદમાસ છે. તમે એને અગાઉ કદિ જોયો ન્હોતો?"

"નહિ. મને યાદ નથી. એ કોણ છે સાહેબ?"

"તેનું અત્યારે કામ નથી. એ કોણ છે તે પછી માલુમ પડશે. હમણાં એ શું કરે છે?"

"તેણે એક રૂમ ભાડે રાખ્યો છે અને ડીનર લાવવાનો હુકમ કર્યો છે."

"તે હમણાં ઓરડામાં છે?"

"હા. ઓરડામાં જઇ તેણે કંઇ વાંચવા લાયક પુસ્તકની માગણી કરવાથી હું તેને બેચાર જુની ચોપડીઓ આપી આવ્યો છું. જો એ ચોર હશે તો મોડી રાત સુધી ઓરડામાંજ બેસી રહેશે."

"બરાબર! મારો ઘોડો તબેલામાં લઇ જાઓ. હું પાછલે દરવાજેથ હોટલમાં આવું છું. હું એ માણસની બધી હીલચાલ જોઇ શકું એવે ઓરડો મને આપજો. જો જો! સાવધ રહેજો! કોઇ એની પાછળ પડવાની ખબર પડતાંજ એ છુ થઇ જશે."

"તમે તે માટે ફીકર ના કરો. હું તમને એના ઓરડાની બરાબ સામેજ જગ્યા આપીશ."

હોટલવાળાએ મીગલ્સને પોલીસ અમલદાર સમજીને તેને મન ગમતો બંદોબસ્ત કરી આપ્યો. મીગલ્સ ચાળીસ માઇલની મુસાફરી કરી થાકી ગયો હતો તેથી ઓરડામાં જતાં વાર તેણે પેટ પૂજા કરી પોણાનવ વાગે હોટલવાળાએ તેને ખબર આપી કે પેલો માણસ (રામસે) દસ વાગે ગાડી તૈયાર રાખવાનો હુકમ કરી સ્ટેમ્ફર્ડ મેન તરફ ગયો છે. આ ખબર મળતાંજ મીગલ્સ ઉભો થયો અને સ્ટે મ્ફર્ડ મેનરની પાસેના મેદાન તરફ રવાના થઇ ગયો.

રાત રળીઆમણી હતી. આકાશ સ્વચ્છ હતું. ચારે તરફ ધવલ ચંદની છવાઇ હતી. રસ્તાની એક બાજુ ઝાડી હતી. એ ઝાડીની છાયામાં છુપાઇને ટીમ રામસેની પાછળ પડયો હતો. રેમન્ડ મેનર પાસેજ હતો. રામસે આગલા દરવાજા તરફ ન જતાં પાછલા બાગની પાછળના મેદાન તરફ ચાલ્યો અને જે જગ્યાએ તેણે એલીનરને બોલાવી હતી ત્યાં જઇ ઉભો રહ્યો. ટીમ તેને જોઇ એક ઝાડની પાછળ છુપાઇ ગયો. તેની ખાત્રી થઇ ગઇ કે આજ જગાએ રામસે કોઇને મળવા આવ્યો છે.

મીગલ્સની ધારણા સાચી પડી. બે ત્રણ પળમાંજ મોટી શાલથી પોતાનું આખું શરીર ઢાંકી એક સ્ત્રી રામસે ઉભો હતો ત્યાં જતી જણાઇ. તેની ચાલવાની છટા પરથી ટીમ તેને ઓળખી ગયો. તે એલીનર યાને કાઉન્ટેસ ઓફ ડેસબરો હતી. એલીનર આમ તેમ ફાટી નજરે જોતી જતી હતી. ચંદ્રના પ્રકાશમાં ટીમે તેનો ચહેરો ઓળખી લીધો.

એલીનરની સાથે કોઇ આવ્યું છે કે નહિ તે જાણવા માટે રામસે થોડીવાર ગુપચુપ ઉભો રહ્યો. તે પછી એલીનર એકલીજ છે એવી ખાત્રી થતાં તે પોતાની એકવારની માશુકની સામે જઇ ઉભો. ચંદ્રની રોશનીમાં ચાર આંખો એક થઇ. તે સાથેજ બન્ને ચોંકયા. રામસેને લાગ્યું કે તે આ રમણીને નિષ્ઠુરતાથી સતાવી રહ્યો છે. એલીનર એ ખ્યાલથી કંપી કે થોડીજ વારમાં તેને માથે ખુનનું કલંક લાગશે.

"જલદી જલદી પૈસા આપી દે." રામસે જલદીથી આ મુલાકાત પુરી કરવાના હેતુથી બોલ્યો.

કાઉન્ટેસની છાતી ધડકતી હતી છતાં તે ધીર ગંભીર અવાજે બોલી: "સબુર કરો! પહેલા મારી વાત સાંભળી લો. તમે મને મળવાની જે અનુચિત માગણી કરી—"

એલીનરના ચહેરાનો રંગ ઉડી ગયો. તેની આંખોમાંથી આગ વરસવા લાગી. તે જોઇ રામસે ગભરાયો. અને વચ્ચે બોલી ઉઠયો: "તું મારી ઇચ્છા પાર પાડવા આવી છે ને? તારો આભાર! હું

જાણું છું કે મેં આજે જે કામ કર્યું છે તે સારું નથી. પણ હું શું કરું? મારી હાલની હાલતમાં પૈસાજ મારો પરમેશ્વર છે. મેં જે દુઃખ વેઠ્યું છે તે ભુલી જવા માટે અને મનમાની મોજ ઉડાવવા માટે મને પૈસાજ જોઇએ છે. હવે હું ગમે રીતે દ્રવ્ય ભેગું કરવા માગું છું. બધા પૈસા તારી પાસેથીજ હું વસુલ કરીશ એમ ના માનતી. લંડનના અનેક મોટા મોટા માણુસો મારા પંઝામાં સપડાયલા છે. તેઓને ડરાવી ધમકાવીને હું શ્રીમંત થવા માંગું છું."

"આને એનું મંગળાચરણ મારી પાસેથી કરો છો. ભલે, એમ તો એમ! તમે જેટલા પૈસા માગ્યા છે તેટલા હું આપું છું. પણ યાદ રાખજો કે પ્રથમ હું તમને જેવા પ્રબલ પ્રેમથી ચ્હાતી હતી તેવીજ રીતે હવે હું તમને ધિક્કારૂં છું." એલીનર ભયંકર ચંડિકા થવા લાગી.

"બસ ચુપ રહે! વધુ બકબક ન કર. હું ધિક્કાર ભર્યા શબ્દ સાંભળવા નથી આવ્યો. તું જે રીતે મને ધિક્કારે છે તેવીજ રીતે હું પણ તને ધિક્કારૂં છું." પાપી જાત પર ગયો.

"આપણી મુલાકાત હવે પુરી થવી જોઇએ." શાલમાં એલીનરનો ડાબો હાથ જરા હાલ્યો.

"પૈસા આપી દે કે હું તરત રસ્તો માપું."

"હું પાંચ હજાર પાઉંડ પુરા લાવી છું. ચંદ્રના પ્રકાશમાં ગણી લો."

"મને તારા પર વિશ્વાસ છે. લાવ—" હાથ લાંબાવી ગ્રામસે ખુશી થતો બોલ્યો.

"વિશ્વાસઘાતના ઇનામ રૂપ આ પૈસા તને જોઇએ છે ને?"

"તું જેમ માને તેમ. જલદી લાવ."

"લે—" કહી એલીનરે વીજળીક વેગે શાલમાંથી હાથ બહાર કાઢ્યો. એક ક્ષણમાં રિવોલ્વરનો ધડાકો થયો. બદમાસ ગ્રામસે ગોળી વાગતાંજ ચીસ પાડી જમીન પર પડ્યો અને તરતજ તેનો જાન ઉડી ગયો. એલીનર પાપીને પૂરો કરી નાખી બીધેલી હરણીની પેઠે ત્યાંથી ચાલી ગઇ અને ટીમ આ અજબ કીસ્સો જોઇ જ્યાં ઉભો હતો ત્યાંજ ચોંટી ગયો.

## પ્રકરણ ૧૮૧ મું.

### કિમતી ભેદ.

ક્ષણભરમાં મીગલ્સને ભાન થયું કે રામસેની પાછળ પડતાં તે પોતેજ આફતમાં ફસી પડવાનો સંભવ ઉભો થયો છે. લંડનથી એલ્સબરી સુધી તે રામસેની પાછળ આવ્યો હતો, તે પછી હોટલના માલીક સાથે તેને વિષે પુછપરછ કરી હતી, પોતે પોલીસ અમલદાર થઇ બેઠો હતો, રાતે નવ વાગે હોટલવાળાના કહેવાથી તે રામસેની પાછળ સ્ટેમ્ફર્ડ મેનરની પાછળના મેદાનમાં ગયો હતો. હવે રામસેની લાશ મળતાં ખુનનો આરોપ તેના પરજ આવવાનો સંભવ હતો. આ ખ્યાલથી તે લેડી ડેસબરો ત્વરિત વેગે ચાલી જતી હતી તેની પાછળ દોડયો. એલીનર બાગના ફાટક સુધી પહોંચી ગઇ હતી. તે પોતાની પાછળ કોઇના પગલાં સાંભળી ગભરાઇ ગઇ અને કોણ આવે છે તે જોવા માટે ઉભી રહી. મીગલ્સ તરત તેની પાસે આવી પુગ્યો અને તેનો હાથ પકડી બોલ્યો: "અરે કમનસીબ! આ શું કર્યું!"

મીગલ્સને એલીનર ઓળખી ગઇ એટલે તેનો ડર નાબુદ થયો. "મી. મીગલ્સ!" તે વિનીત સ્વરે બોલી: "આ વાત કોઇને ના કહેતા."

મીગલ્સ જવાબ આપે તે પહેલાં બાગના એક વૃક્ષ નજીક ખખડાટ થયો અને બીજી પળે અર્લ બહાર આવ્યો.

"ફ્રાન્સીસ! તમે અહિંઆ?" એલીનર બોલી.

"હા. હું તારી પાછળ એટલા માટે આવ્યો હતો કે કદાચ બદમાસ તારા હાથમાંથી પીસ્તોલ ઝૂંટવી લે તો હું તને બચાવી શકું." અર્લે જવાબ આપ્યો.

"દુશ્મન પેલી દુનિયામાં જઇ પુગ્યો છે. મી. મીગલ્સ! તમે અહિં કયાંથી આવ્યા?" એલીનર ગંભીર થઇ બોલી:

"રામસે તમને મળવા અહિં આવવાનો છે એવી ખબર મળવાથી હું તમને બચાવવા લંડનથી તેની પાછળ પડયો હતો. પણ હવે મને લાગે છે કે તેમ કરવામાં મેં ભુલ કરી હતી." મીગલ્સે ખુલાસો કર્યો.

"મી. મીગલ્સ!" અર્લ દુઃખી સ્વરે મીગલ્સનો હાથ પકડી બોલ્યો: "આ ભયંકર ઘટનાની વાત કોઇને કહેશો નહિ. એ બદ-માસને યોગ્યજ સજા થઇ છે. તમે જાણો છો કે તેણે મારી સ્ત્રીનું સત્યાનાશ વાળી નાખ્યું હતું અને હવે તે પઇસા કઢાવવા માગતો હતો. આવી સતામણી સહન ન થવાથી......"

"આ ખુનનો હેતુ સારો હતો તે તો હું પણ જાણું છું, પણ તેને લીધે હું આફતમાં ફસી પડયો છું તેનું શું ?"

"હવે શું કરવું ? તમેજ કંઇ ઉપાય બતાવોને!"

"મી. મીગલ્સ!" એલીનર હિમ્મતથી બોલી; "તમે ન ગભરાઓ. મેં ખુન કર્યું છે. મારા પાપ માટે તમને સજા થવા નહિ દઉં. હું ખુશીથી મારો ગુન્હો કબુલ કરીશ."

"નહિ. નહિ. એમ નહિ બને." અર્લે કહ્યું.

"નહિ. એમ કરવાની જરૂર નથી." મીગલ્સ બોલ્યો: "આ બનાવનું કંઇ પણ ચિન્હ રહેવા દેવું ન જોઇએ. હું હમણાં ને હમણાં લાશ દાટી દેવા માગું છું. મને તમે એ કામમાં મદદ કરશો ?"

"ખુશીથી !"

"તો કાઉન્ટેસ ! તમે ઘરમાં જઇને જોઇ આવો કે આ વાતની કોઇને ખબર પડી છે ?"

"અર્લને ઘરમાં જવા દો. મેં જે કામ કર્યું છે તે છુપાવવા માટે જે તકલીફ લેવી પડે તે હુંજ લઇશ." એલીનર બોલી.

"નહિ. નહિ. તમે ઘરમાં જાઓ. તમે ઘરમાં નહિ હશો તો નોકર ચાકરો કંઇ કંઇ વાત કરશે. અર્લ થોડો સમય બહાર રહેશે તેની કોઇ તપાસ નહિ કરે. જો તમે હઠ કરશો તો હું આ કામમાં હાથ નાખીશ નહિ."

'મી૰ મીગલ્સ! અત્યારે મારાં માન આબરૂ તમારા હાથમાં છે. હું તમારી આજ્ઞા માનવાને તૈયાર છું." એલીનરને મીગલ્સ પર માન ઉપજ્યું.

"તો જાઓ. કોઈ વાતનો ડર ના રાખો." એલીનર વિદાય થઈ. તે પછી મીગલ્સે અર્લને કહ્યું: "તમે જલદી એક કોદાળી લઈ આવો."

અર્લ તરત કોદાળી લેવા ગયો ત્યારે મીગલ્સે લાશની પાસે જઈ જોયું તો માથામાં ગોળી લાગવાથી રામસેના માથાના ટુકડે ટુકડા થઈ ગયા હતા. તેણે લાશને ઉઠાવી ઝાડીમાં મુકી દીધી અને રામસેના ગજવામાંના કાગળો પોતાના ખીસામાં સેરવી દીધા. આ વખતે અર્લ કોદાળી લઈ આવ્યો. પછી એક જગ્યાએ ખાડો ખોદવા લાગ્યો. એક કલાકમાં ખાડો તૈયાર થઈ ગયો. બદમાસ રામસેની લાશ તેમાં નાખી અર્લ અને મીગલ્સે તે પર માટી પુરી દીધી અને જોતજોતામાં જમીન જેવી હતી તેવી થઈ ગઈ. આ કામ પુરું થયા પછીજ અર્લે છુટકારાનો દમ લીધો. તેણે મીગલ્સને પોતાને ઘેર આવવાની વિનંતી કરી પણ મીગલ્સે ના પાડી અને તે સીધો પેલા હોટલમાં ગયો.

રાતના બાર વાગી ગયા હતા તોપણ હોટલવાળો મીગલ્સની રાહ જોતો બેઠો હતો. મીગલ્સે કેમ વાત ઉડાવવી તેનો પ્રથમથી વિચાર કરી રાખ્યો હતો તે મુજબ તેણે આવતાંની સાથેજ બોલ્યો: "કેમ પેલો આવ્યો ?"

"નહિ, કેમ શું થયું ?"

"મને લાગે છે કે તેને કંઈ શક પડવાથી તે છુ થઈ ગયો છે."

"બદમાસ ! મારા બીલના પૈસા પણ ખાઈ ગયો." હોટેલવાળો બોલ્યો.

"તમે તેની ફીકર ના કરો. મારા ડરથી તે નાસી ગયો છે માટે તમારે નુકસાન ભોગવવાની જરૂર નથી. એનું બીલ મારા બીલમાં ઉમેરી દેજો. મને એક ગ્લાસ બ્રાંડી આપો અને મારું બીછાનું તૈયાર કરાવો."

તરત મીગલ્સના હુકમનો અમલ થયો. તે બ્રાંડી પી પોતાનો ઓરડો બંધ કરી બેઠો અને રામસેના ગજવામાંના કાગળો તપાસવા લાગ્યો. એક બંડલ પરનું લખાણ જોતાંજ તે ચમકયો. એ શબ્દો નીચે મુજબ હતા:

"મીસ હન્ના લાઇટફુટ અને લેડી સ્ટેમ્ફર્ડ વચ્ચેનો પત્ર વહેવાર-૧૭૫૭ થી ૧૭૫૮."

તરત તેણે એ બંડલ ખોલી અંદરના કાગળો વાંચવા માંડયા. તેની ખુશાલીનો પાર રહયો નહિ. "વાહ બચ્ચા ! ટીમ ! નસિબ તેજ છે ! પ્રિન્સ જે કાગળો મારી પાસેથી દગાબાજીથી લઇ ગયો છે તે આ કાગળો આગળ કંઇ કામના નથી. આ કાગળોને પ્રતાપે હું ખુદ મહારાજાને મરજી પ્રમાણે નચાવીશ." આવા વિચાર કરી એ કિંમતી કાગળોનું બંડલ બાંધી તેણે તે ઠેકાણે મુકી દીધું અને તે પછી તે સુઇ ગયો.

સ્હવાર થતાંજ હોટલનું બીલ ચુકવી ઘોડાપર સવાર થઇ વિજયી ટીમ મીગલ્સ લંડન જવા ઉપડી ગયો.

## પ્રકરણ ૧૮૨–મું.

### મીગલ્સ અને મહારાજા.

ટીમ મીગલ્સ એલ્સબરીથી મુંબઇ આવ્યો તેજ દિને રાતે રાજા અને રાણીએ સેંટ જેમ્સ પેલેસમાં લેવીનો દરબાર ભર્યો હતો. આ દરબારમાં અનેક ઉમરાવો અને ઉમરાવજાદીઓ રાજકૃપા મેળવવા માટે હાજર થયાં હતા. પ્રજા ભુખે મરતી હતી ત્યારે રાજમહેલમાં પાણીની પેઠે પૈસા વપરાતા હતા. ત્રીજો જ્યોર્જ પોતાની રાણી શારલોટી સાથે અમીર ઉમરાવોની ખુશામદો સાંભળતો દરબારમાં ઘુમતો હતો. રહવારે પાંચ વાગ્યાને સુમારે આ જલસો ખતમ થયો અને રાણી વસ્ત્રો બદલવા ગઇ. ત્રીજો જ્યોર્જ પોતાનાં ખાનગી ઓરડામાં ગયો. ત્યાં જતાંજ નોકરે તેના હાથમાં લેડી લીટીશીઆ લેડ અને ટીમ મીગલ્સના નામના બે કાર્ડ મોકલ્યા. રાજાને તરત યાદ આવ્યું કે આ બે જણા તેને વીંડસરમાં મળ્યા હતા ત્યારે તેઓએ અનેક છુપી વાત કરી હતી. ફરી કંઇ નવી વાત લઇને તેઓ આવ્યા હશે એમ ધારી ઉભયને છુપા દ્વાર મારફતે અંદર લાવવાનો રાજાએ હુકમ કર્યો અને બીજી મીનીટે ટીમ અને લીટીશીઆ રાજાની હજુરમાં રજુ થયાં.

"આ વખતે શું ખબર લાવ્યા છે?" નોકર ગયા પછી રાજાએ પુછ્યું.

"ઘણીજ અગત્યની બાબતની વાત કરવાને અમે આવ્યા છીએ. રાજન્!" મીગલ્સે જવાબ આપ્યો. ટીમ રાજાને મળવા માટે ખાસ દરબારી પોષાક પહેરી આવ્યો હતો. પણ લીટીશીઆ વિધવાના શોકદર્શક પોષાકમાંજ હતી. વીંડસરમાં તે રાજાને મળવા ગઇ ત્યારે તે મરદાના લીબાશમાં હતી.

"તું આ સ્ત્રીને સાથે કેમ લાગ્યો?" રાજાએ લીટીશીઆ તરફ ગુસ્સા ભરી નજરે જોઇ કહ્યું: "ગઇ વખતે તેં એને તારી સ્ત્રી તરીકે પીછાન આપી હતી. પણ એ વાત તદન જુઠી હતી. એક દિવસ પ્રિન્સે નીશામાં–નહિ–નહિ–વાતમાં ને વાતમાં આ સ્ત્રી કોણ

છે તે મને કહી દીધું હતું. તું એને મારી પાસે શા માટે લઈ આવ્યો ?"

" એને હું સાક્ષી તરીકે લઈ આવ્યો છું." ટીમે રાજાના ગુસ્સાની લેશ માત્ર પરવા કર્યા વિના કહ્યું: " આપના જ્યેષ્ઠ પુત્રે મારી સાથે દગાબાજી કરી હતી. હોમ બોરીસ પણ કોઈ કોઈ વાર જુઠા પૂરાવા લેખા કરે છે. તેથી આપની સાથે જે વાતચીત થાય તેમાં એક સાક્ષી રાખવાની ઘણી જરૂર હતી. લેડી લીટીશીઆ મારી ઘણી વાત જાણે છે તેથી કોઈપણ અજાણ્યા સખસને લાવવા કરતા મેં એનેજ સાક્ષી તરીકે લાવવાનું પસંદ કર્યું છે."

"વારૂ વારૂ, હવે તારે શું કામ છે તે કહે." રાજા અધીરો થયો.

"સંજોગવશાત આપના જીવનચરિત્ર સંબંધી કેટલાક અમુલ્ય કાગળો મારા હાથમાં આવ્યા છે." ટીમે વાતની શરૂઆત કરી.

"કાગળો ? કેવા કાગળો ? ફરી તું કાગળોની વાત કરી મારી પાસે કંઈ કઢાવવા માગે છે ? તારા રાજાને સતાવવા માગે છે ? બોલ તારી પાસે શાના કાગળ છે ? " રાજા ગભરાવા લાગ્યો.

"કોઈ સ્ત્રીનો પત્ર વહેવાર મારી પાસે આવ્યો છે. એ સ્ત્રીનું નામ દેવાથી આપને દુઃખ થશે.

આ શબ્દો સાંભળતાંજ રાજાનો ચહેરો ફીકો પડી ગયો. તે ખીજવાઈને બોલ્યો: "જ્યારે આવે છે ત્યારે આવીને આવીજ વાત કરે છે. એ બધું તરકટ છે—જુઠી વાત છે. જા—જા—રસ્તો માપ—" કહી તે ઓરડાને નાકે ગયો.

"સાંભળો મહારાજ ! હું તરકટી નથી. પણ તમે તરકટી છો."

"શું મારી સામે આવો મીજાજ ? જેલમાં ચાંચડ મારવા જવું છે ? "

"તમે મને કંઈ કરી શકો એમ નથી."

"અરે ! હન્ના લાઈટફુટનું નામ સંભળાવી દેને એટલે રાજાને

ખબર પડી જાય.—" વીટીશીઆએ ટીમને સલાહ આપી. એ શબ્દોની રાજા પર જાદુઇ અસર થઇ.

"નહિ. નહિ. એ નામ ન દો. આવ, આવો, મી. મીગલ્સ! આપણે શાંતિથી વાત કરીએ. બોલો, તમે શું કહેવા માગો છો ?"

"મહારાજ! હન્ના લાઇટફુટ અને લેડી સ્ટેમ્ફર્ડના પત્રો તમે કેટલી કિમ્મતે ખરીદવા ચાહો છો ?" ટીમે સાફ વાત કરી અને પાકીટમાંથી કાગળોનું બંડલ કાઢી રાજાને બતાવ્યું.

"શું ? શું ? હન્નાના પત્રો! લેડી સ્ટેમ્ફર્ડ! સત્યાનાશ!" આટલું બોલી રાજા દુઃખી થઇ એક સોફા પર ફસડાઇ પડયો.

"હવે હાથમાં આવ્યો!" ટીમે વીટીશીઆના કાનમાં કહ્યું.

"જોજે! હુકુકમ સિવાય બીજો કોઇ ખીતાબ ના લેતો." વીટીશીઆએ સલાહ આપી.

"આહ!—" રાજા બોલવા લાગ્યો. "જે જખમ હજુ રૂઝાયો નથી તે પર આજે તેં નીમક લગાવ્યું! બોલ, શું કહેવું છે ?"

"આપની પુરી ખાત્રી થઇ જાય તે માટે આ પત્રો પરથી મને કેટલી માહિતી મળી છે તે હું ટુંકમાં કહી જાઉં છું." ટીમે કહ્યું.

"બોલ."

"ઇસ્વીસન ૧૭૫૭ માં તમે પ્રિન્સ ઓફ વેલ્સ હતા ત્યારે મીસ હન્ના લાઇટફુટ નામની એક નિર્દોષ બાળા પર મુગ્ધ થઇ ગયા હતા." ટીમે રાજાની પ્રેમ કહાણી શરૂ કરી: "મીસ લાઇટફુટ પ્રોટેસ્ટંટ પંથની નહિ હોવાથી તમે તેની સાથે લગ્ન કરી શકો એમ ન હતું અને તે લગ્ન કર્યા વિના તમને વશ થવા માગતી ન હતી. લાચારીથી ૧૭૫૭ ના ફેબરૂઆરીમાં તમે તમારા ખરા નામે તેને એક ચીઠી લખી. તે પછી ૧૭૫૭ ના એપ્રીલ મહિનામાં ઇશ્વરને હાજર રાખી તમે મીસ લાઇટફુટ સાથે છુપાં લગન કર્યાં. લગ્નની સરટીફીકેટ મળવાથી તે સંતુષ્ટ થઇ. એજ સાલના જુન મહિનામાં તે ગર્ભવતી થઇ અને તમે તેને એલ્સબરીમાં સ્ટેમ્ફર્ડ મેનરમાં લેડી સ્ટેમ્ફર્ડ સાથે રાખી.

લેડી સ્ટેમ્ફૂડ પણ એ સમયે ગર્ભવતી થઇ. થોડા સમય પછી તે લંડન પાછી ફરી. તેનો પ્રસવકાળ નજીક આવતો હતો. ૧૭૫૮ ના જાન્યુઆરી માસમાં તમે તેની સાથના લગ્ન તોડી નાખવા માટે તેને સમજાવવા લાગ્યા. તેથી દુઃખી થઇ એ હતભાગી સ્ત્રી પાછી લેડી સ્ટેમ્ફૂર્ડને ત્યાં જતી રહી. તે પછી બન્નેએ એક પુત્રને જન્મ આપ્યો. લેડી સ્ટેમ્ફૂર્ડનો પુત્ર જન્મીને થોડાજ કલાકમાં મરી ગયો તેથી તમારી સલાહથી સ્ટેમ્ફૂર્ડ દમ્પતિએ હન્નાના પુત્રને પોતાના પુત્ર તરીકે રાખી લીધો—આ બધી વાત ખરી છે કે બનાવટી !—"

"ખરી ! તદ્દન ખરી ! વારૂ, બીજી તને શી ખબર પડી ?" રાજા હાંફવા લાગ્યો.

"સાંભળો. સર વીલીઅમ અને લેડી સ્ટેમ્ફૂર્ડે આપના અને હન્ના લાઇટફુટના પુત્રને પોતાના પુત્ર તરીકે પાળ્યો અને પોતાના મરણ પછી એજ પુત્ર તેઓનો વારસ થયો. એ આપનો પુત્ર હોવાથીજ તેનો ચહેરો આપની સાથે મળતો આવે છે. બીજું કંઇ સાંભળવું છે, નામદાર !—"

"નહિ. નહિ. હવે બસ કરો." ટીમનો હાથ પકડી રાજા વિનંતી કરવા લાગ્યોઃ "બોલો, આ કાગળોની કેટલી કિમ્મત લેવી છે ?"

"એની કિમ્મત ભારી છે નામદાર !"

"કેટલી ? વાત તો કર."

"ડયુકડમ."

"ડયુકડમ !" રાજા અવાક જેવો થઇ બોલ્યો અને ડયુકડમ—ડયુકડમ કરતો ઓરડામાં આંટા મારવા લાગ્યો.

"જો જો ! મારકવીસની પદવી આપવા તૈયાર થાય તો કદિ કબુલ ના કરતો." લીટીશીઆએ ટીમના કાનમાં કહ્યું.

"જો વીસ હજાર પાઉંડના પેન્શન સાથે મારકવીસનું પદ મળે તો ખોટું નથી." ટીમે ધીમેથી કહ્યું.

રાજા થોડીવાર આંટા મારી જરા શાંત થયો. તેણે મીગલ્સ તરફ જોઇ કહ્યું: "મી૦ મીગલ્સ! તમારી માગણી જેરવાજબી છે. તમને ડયુક બનાવવાનો કોઇ રસ્તો દેખાતો નથી. જો તમે અર્લની પદવી—"

"હું આપ નામદારને વધુ સતાવવા માગતો નથી મને માર-કવીસ બનાવશો તોય હું રાજી થઇશ. તમે પોતેજ વિચાર કરી જુઓ કે મારી માગણી મોટી નથી. બીજા ચાર્લ્સની રખાતોના સઘળા વારસો ડયુક થઇ ગયા છે."

"બસ બસ! વધુ વાત નહિ. હું તમને મારકવીસ બનાવીશ. લાવ, કાગળીઆ આપી દે."

"નામદાર! મને મારકવીસના પદની સનદ મળશે ત્યારેજ આ કાગળો હું આપને હવાલે કરી દઇશ." ટીમ સાવધ રહયો.

"શું તને તારા રાજાના વચન પર વિશ્વાસ નથી?"

"વિશ્વાસ તો છે. પણ આપ નામદાર રાજકાજની જંજાળમાં રહ્યા એટલે ખીતાબ આપવા જેવી નજીવી વાત ભુલી જાઓ તે સંભવિત છે."

"શું મેં કદિ મારૂં વચન તોડયું છે?"

"હા નામદાર! આપે એક ભોળી પ્રેમાળ સ્ત્રીનું હૃદય તોડી નાખ્યું હતું."

"બસ બસ! મી૦ મીગલ્સ! મને વધુ ના સતાવો. હના લાઇટફુટ! આજે તારૂં વેર વળી ગયું. જાઓ, મી૦ મીગલ્સ! હું તમને મારકવીસ બનાવી દઇશ."

"પેન્શન સાથે."

"હા. પેન્શન સાથે; પણ કોઇ નિંદા ન કરે એવી રીતે આ કામ કરવું પડશે."

"આપ શું કરવા માગો છો?"

"ઘણા અમીરો નિર્વંશ મરી ગયા છે તેઓની હું ટીપ મંગાવીશ. જો મારકવીસની કોઇ જાગીર ખાલી જણાય તો તે પર તમે દાવો કરજો. દાવો સાબીત કરવા માટે જોઇતા દસ્તાવેજો સહેલાઇથી બનાવી શકાશે. પછી ઉમરાવ સભામાં તમારા દાવા પર વિચાર ચાલશે ત્યારે હું તમારો પક્ષ લઇશ. આ કામમાં વખત તો જશે. પણ આવતા વરસની શરૂઆતમાં હું તમને ઉમરાવ બનાવી દઇશ."

"જેવી આપ નામદારની મરજી! આ કાગળોને હું જાનની પેઠે સાચવીશ. કાળું ચકલું પણ આ કાગળો જોઇ શકશે નહિ." ટીમે રાજાને ધીરજ આપી.

"તેમાં તમારોજ લાભ છે. જાઓ–" રાજાએ બન્નેને રજા આપતાં ટીમ અને લીટીશીઆ વૃધ્ધ રાજાને સલામ કરી રાજ મહેલમાંથી બહાર નીકળ્યાં.

## પ્રકરણ ૧૮૩-મું.

### વજ્રાઘાત.

ઉપલો બનાવ બન્યા પછી રાજા ત્રીજો જયોર્જ પોતાના કુટુંબ સાથે વીંડસર જવા ઉપડી ગયો. મીગલ્સને મળ્યા પછી તે ઘણો બે ચેન થઇ ગયો હતો તેથી વીંડસર ગયા પછી રાજ્યને લગતા કામનું બહાનું કાઢી તે એકલો ઓરડામાં બેસી રહયો.

તે હન્ના લાઇટફુટને પેટે જન્મેલા પોતાના પુત્રને મળવાને વ્યાકુળ થયો હતો. લેડી સ્ટેમ્ફર્ડનો પુત્ર જન્મતા મરી જવાથી તેને બદલે હન્નાના પુત્રને સર અને લેડી વાલીઅમ સ્ટેમ્ફર્ડે પોતાના પુત્ર તરિકે પાળ્યો હતો તેની રાજાને પ્રથમથીજ ખબર હતી. હન્ના આ ભેદ લઇ સ્વર્ગવાસી થઇ અને સર વાલીઅમ તથા તેની પત્નિ પણ તેનો ભેદ ખોલ્યા વિના મરણ પામ્યા. આથી હાલનો બેરોનેટ ખરેખર સ્ટેમ્ફર્ડ દમ્પતિનોજ પુત્રજ છે એમ લોકો માનતા હતા. અને પોતાનું પાપ છૂપાવી રાખવા માટે ત્રીજા જયોર્જે સર રીચર્ડને કંઇ પણ વાત કરી ન હતી.

તે પછી બદમાસ રામસે અને મારટીનની બદમાસીને લીધે સર રીચર્ડ પર ભારી આફત આવી. તેના પર એલ્સબરીની બેંકમાં ઘોટાળો કરવાનો, પોતાની પત્નિનું ખુન કરવાનો અને એ ખુન છૂપાવવા માટે મકાનને આગ લગાડી નાસી જવાનો આરોપ મેલાયો ત્યારે રાજાને અત્યંત દુ:ખ થયું. વર્તમાનપત્રોએ સર રીચર્ડનો ચહેરો પ્રિન્સ ઓફ વેલ્સના ચહેરાને આબાદ મળતો આવે છે એવી બીના પ્રગટ કરી એટલે રાજાને ફરીથી પોતાની વ્હાલી હન્ના સાંભરી આવી. વ્યાકુળતાથી તે છાપાઓમાં સર રીચર્ડને લગતી ખબરો વાંચતો રહયો. અંતે તે નિર્દોષ પુરવાર થઇ છૂટી ગયો અને તેના દુસ્મનોને ફાંસીની સજા થઇ ત્યારે રાજાને અત્યંત આનંદ થયો. આ બનાવ પછી તે પોતાના અનૌરસ પુત્રને ભુલવા લાગ્યો હતો એવામાં ટીમનો મેળાપ થયો. ફરીથી હન્ના યાદ આવી અને રાજા પોતાના પુત્રને મળવા આતુર થઇ ગયો. તેના જીગરમાં આગ લાગી. હન્ના

લાયટફુટની મુર્તિ તેની નજર સામે તરવરવા લાગી. આંખ મીંચી લેવા છતાં એ મુર્તિ દુર થઇ નહિ. રાજાથી હવે મનોયાતના સહન ન નહિ. તે મનમાં ને મનમાં બબડવા લાગ્યો:

"હન્ના! વ્હાલી! હવે શા માટે સતાવે છે? મેં તારૂં અત્યાચાર્યું છે. હું પાપી છું પણ તું મને ક્ષમા નહિ કરે? હું તારા–આપણા પુત્રને મળીશ–તેને ભેટીશ તેને સુખી કરવાનો પ્રયત્ન કરીશ. હા. હવે તારા વદન પર હાસ્ય દેખાય છે. વારૂ, હવે જા. સુખેથી સ્વર્ગમાં આરામ લે. હું આપણા પુત્રને ભેટીશ–તેને દરેક રીતે સુખી કરીશ."

હવે હન્નાની મુર્તિ ધીમે ધીમે તેની નજર આગળથી હસતી હસતી દુર થઇ ગઇ. રાજાને જરા શાંતિ વળી. આ સમયે રાતના આઠ વાગી ગયા હતા. ભોજન લઇ તે પાછો પોતાના ખાનગી ઓરડામાં આવ્યો અને પોતાના વિશ્વાસુ નોકરને બોલાવી કહ્યું: "મારી વાત સાંભળ! એલ્સબરી પાસે સ્ટેમ્ફર્ડ મેનરમાં થોડા વખત પહેલાં સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ નામનો બેરોનેટ રહેતો હતો. તેનો મેનર અર્લ ઓફ ડેસબરોએ ખરીદી લીધો છે એ વાત તેં સાંભળી હશે?"

"મહારાજ! મેં એ વાત સાંભળી છે એટલુંજ નહિ પણ હું સર રીચર્ડને સારી પેઠે ઓળખું છું. આજે સ્હવારે મેં તેમને જોયા હતા?"

"તેને જોયો હતો?–આજે સવારે?–કયાં?"

"મહારાજ! સર રીચર્ડ થોડા વખતથી વીંડસરમાંજ રહે છે અને ઘણીવાર સરકારી બગીચામાં ફરવા આવે છે."

"તે કયાં રહે છે તે તું જાણે છે?"

"જી હા."

"તો મને તેને ઘેર લઇ જા. મારે તેની સાથે અગત્યનું કામ છે. પણ જો! આ વાતની કોઇને ખબર ન પડવી જોઇએ."

"જેવી આજ્ઞા."

તરત નોકરને લઇ રાજા ગુપ્ત દરવાજામાંથી બહાર નીકળ્યો. નોકરે તેને સર રીચર્ડ રહેતો હતો તે મકાન બતાવ્યું એટલે રાજાએ નોકરને વિદાય કર્યો. તે થોડીવાર વિચાર કરતો ઉભો રહ્યો. તેના હૃદયમાં ગડમથલ થઇ રહી હતી. અંતે મહા મહેનતે મન પર કાબુ લાવી તે મકાન પાસે ગયો અને બારણાં ખખડાવ્યા. મકાનવાળી એક વૃધ્ધ સ્ત્રી હતી. તે ફાનસ લઇ બારણું ખોલવા આવી અને રાજાને જોતાંજ તે તેને ઓળખી ગઇ. રાજા સમજી ગયો કે ડોશી તેને ઓળખી ગઇ છે તેથી તે ઘરમાં જઇ નાક પર આંગળી મુકી બોલ્યો: "ચુપ! ગડબડ ના કરતાં. સર રીચર્ડ ઘરમાં છે?"

"જી હા! પણ—"

"બસ!" રાજાએ તેની વાત કાપી નાખી: "વધુ વાત કરવાની જરૂર નથી. તેનો રૂમ કયાં છે?"

"ઉપર છે. હું આપને બતાવવા આવું—"

"નહિ. હું જાતેજ જઇશ."

સર રીચર્ડ આ સમયે એકલો ન્હોતો. તેની પાસે તેની માશુક હતી. આ સમયે રાજા તેની પાસે જશે તો રીચર્ડ રાજી થવાનો નથી એ વાત ડોશી જાણુતી હતી; પણુ રાજાને અટકાવવાની તેની હિમ્મત ચાલી નહિ. તે બેબાકળી જેવી દાદર પાસે ફાનસ લઇ ઉભી રહી અને રાજા દાદર ચઢી ઉપર ગયો. ઉપર જઇ તેણે ધીમેથી ઓરડાનું બારણું ખોલ્યું. ત્યાં તેણે જે દેખાવ જોયો તે જોતાંજ તે આભો થઇ ગયો. સર રીચર્ડ એક સોફા પર બેઠો હતો અને રાજકુમારી એમીલીઆ તેના ગળામાં હાથ નાખી લબસે લબ મીલાવી બેઠી હતી. બન્ને પ્રેમીઓ પ્રેમોન્માદમાં એટલાં મસ્ત થઇ ગયાં હતાં કે રાજા બારણું ખોલી અંદર ગયો તેની કોઇ ખબરજ પડી નહિ. પણુ એમીલીઆને રીચર્ડના બાહુપાશમાં જોતાંજ રાજાથી એક કારમી ચીસ નખાઇ ગઇ. એ ચીસે પ્રેમીઓની પ્રેમ સમાધિ તોડી નાખી. ઉભયે સામે રાજાને ઉભેલો જોયો. એમીલીઆ પોતાના પિતાને જોતાંજ તે રખેને ગુસ્સે થશે એવા ભયથી એકદમ તેની પાસે દોડી ગઇ અને તેને પગે પડી બોલી: "પિતાજી! ક્ષમા કરો—દયા કરો."

રાજાને શું કરવું તે સુઝયું નહિ. તે વિહવળ થઇ ગયો અને ઘોઘરા અવાજે બોલ્યો: "હતભાગીની! આ તેં શું કર્યું? તને ખબર નથી કે આ તારો ભાઇ છે!"

"નહિ પિતાજી! બન્નેના ચહેરા સરખા હોવાથી તમે ભ્રમમાં પડયા છો. આ તો સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ છે!

"તે હું જાણું છું પણ હન્ના લાઇટફુટને પેટે થયેલો એ એ મારોજ પુત્ર છે."

આ ભયંકર ભેદ સાંભળતાંજ સર રીચર્ડના શોકનો પાર રહ્યો નહિ. તે બે હાથે મ્હો ઢાંકી ઉભો રહ્યો.

"પિતાજી! તમે શું કહ્યું?" જાણે રાજાની વાત બરાબર સાંભળી ન હોય તેમ એમીલીઆએ કમ્પિત અવાજે કહ્યું.

"હું શું કહું બેટી? જુવાનીના આવેશમાં હું હન્ના લાઇટફુટ પર મોહી પડયો હતો. તેનો પુત્ર તે સર રીચર્ડ સ્ટેમ્ફર્ડ!—"

એમીલીઆ ચીસ પાડી લથડતી લથડતી સોફા પર જઇ પડી. ત્રણે જણ કેટલીક વાર ચુપ રહ્યા. અંતે સર રીચર્ડે મૌન તોડયું: "એ વાત સાચી છે?"

"હા. દીકરા! તદન સાચી વાત છે. તું મારો પુત્ર છે. પણ તને ભેટવાની મારી હિમ્મત નથી ચાલતી.

"બરાબર છે. મને કોણ ભેટે! ગમે તેમ હોય; પણ મને શ્રાપ ન દેશો." બેરોનેટ ગદગદ થતો બોલ્યો.

"રીચર્ડ! દીકરા! હું તને શ્રાપ દઉં? નહિ નહિ. શ્રાપને પાત્ર બદનસીબ તો હું છું."

"પિતાજી! કોઇએ કોઇને શ્રાપ દેવાની જરૂર નથી." એમી-લીઆ સ્થિર ચિત્ત કરી બોલી: "જે થવાનું હતું તે થઇ ગયું. હવે આ વાત જાહેર થશે તો ભારી ઉલ્કાપાત થઇ જશે. માટે ચાલો. રીચર્ડ! હું જાઉં છું." એમીલીઆની આંખમાં આંસુ આવ્યાં.

"રિચર્ડ! દીકરા! હું તને ફરીથી મળીશ." જતી વખતે રાજાએ કહ્યું. પણ રીચર્ડ સાંભળતો ન્હોતો. તેના હૃદય પર વજ્રઘાત થયો હતો. તેથી સોફા પર તે જડ પુતળા જેવો બેસી રહ્યો.

## પ્રકરણ ૧૮૪-મું.

### બ્રેસનો નવો યાર.

વાંચનાર, ઘણા વખતથી આપણે પેલી રંગીલી દરજણ-મિસીસ બ્રેસની મુલાકાત લીધી નથી. ચાલ, જરા તેના રંગભવનમાં લટાર મારી આવીએ.

એકવાર બ્રેસના રંગભવનમાં ઇંગ્લંડના અમીર ઉમરાવો આવતા હતા. પ્રિન્સ ઓફ વેલ્સની એ રંગીલી રખાત હતી. તેની મહેરબાની મેળવવા માટે ભલભલા આતુર રહેતા હતા. પણ આજે? આજે એ લટકાળી એકવારના પોતાના નોકર ફ્રેડરીક ડ્રે સાથે એક ઓરડામાં બેઠી હતી.

ફ્રેડરીક ડ્રે પોતાની માશુકના પૈસાના જોરપર "ગૃહસ્થ" બની ગયો હતો. આજે તે જુગારમાં હારી જવાથી તેનું મન ઉદાસ થઇ ગયું હતું. વળી ત્રણેક દીવસથી તેની તબીઅત બગડી હતી. જીંદગીમાં પહેલીજવાર બીમાર પડવાથી તેનો મીજાજ બગડી ગયો હતો.

બ્રેસનો રંગ પણ બદલાયો હતો. તેના ગુલાબી ગાલ પર સફેદી આવી હતી. બેઉ મારકણી આંખો ઉંડી ઉતરી ગઇ હતી અને તેની નજીક કાળું કુંડાળું પડયું હતું. તે શરીરે તદન સુકાઇ ગઇ ન્હોતી. પણ હવે તેના બદનમાં અગાઉની પેઠે જવાનીની મસ્તી ન્હોતી. તેના વસ્ત્રો હજુ ફેશનેબલ હતા. પણ તેમાં આગલો બહાર ન્હોતો. તેના મધુર હાસ્યમાંની મોહકતા ઉડી ગઇ હતી. ચિંતાની જવાલામાં સળગી જવાથી તેનો ચહેરોજ બદલાઇ ગયો હતો.

ટેબલ પર અનેક સ્વાદિષ્ટ વાનીઓની રકાબી અને બે ત્રણ દારૂની બાટલીઓ પડી હતી. આ સમયે ફ્રેડરીક બહારથી આવ્યો અને ઓવરકોટ અને હેટ ગમે ત્યાં ફેંકી આરામ ખુરશી પર પડી ગુસ્સાથી બોલ્યોઃ "હવે હું આવું છું ત્યારેજ તું માબાપ મરી ગયા હોય તેવું મ્હો કરીને બેસે છે તેનો અર્થ શો?"

"ફ્રેડરીક! તું જાણે તો છે કે મારા હૃદયમાં જરા પણ સુખ

લાગણી રહી નથી.” ખિન્ન સ્વરે એણે જવાબ આપ્યો.

“તો શેમ્પેન પી ચિંતા ઉડાવી કેમ દેતી નથી?”

“નીશો ઉતરી ગયા પછી તબીઅત બહુ ખરાબ થઇ જાય છે અને ચિંતા બમણા જોરથી સતાવે છે એટલા માટે હું શરાબ પીતી નથી. મારાથી હવે એકાંત સહી શકાતું નથી. જરા જરા વારમાં આપઘાત કરવાના વિચાર આવે છે. આ બધી વાત તું જાણે છે છતાં કેમ પુછે છે?”

“એટલા માટે કે હું તને આવી જોવા માગતો નથી. તને દુઃખી જોવાથી મારા દીલમાં અનેક જાતના ભય ઉત્પન્ન થાય છે. ત્રણ ચાર દિવસથી મને પણ કોણ જાણે શું થયું છે તે કંઇ સારૂં લાગતું નથી.” ફ્રેડરીક બોલ્યો.

“ખાવું છે ને?”

“નહિ. મારાથી ખવાતું નથી. જરા પાણી પીઉં છું. એટલામાં જીવ કહોવાઇ જાય છે.

“જુગારની લતથી તું આવો થઇ ગયો છે.”

“તું તો એમજ કહેશેને! હું તારો ખજાનો ખાલી કરી નાખું છું—ખરૂં ને? પણ હવે એ ખજાનો તારો શાનો? આપણે બન્ને તેના માલીક છીએ. આપણે લગ્ન વિધિથી પરણ્યા નથી તેથી શું થયું? જાહેર રીતે આપણે પતિ પત્ની તરીકે રહીએ છીએ.”

“હા. પણ તેથી આપણું સત્યાનાશ વળી ગયું છે સેંટ જેમ્સ સ્કવેરવાળા મકાનમાં આવતા અમીર ઉમરાવોમાંથી હવે કોઇ આવતું નથી અને કપડાંનો ધંધો પણ દિન પર દિન મરતો જાય છે.” એણે પોતાની પાયમાલીનું બયાન કર્યું.

“ખરેખર?”

“ખરેખર નહિ તો જુઠે જુઠ? મેં તને કેટલી વાર એ વાત કહી છે.”

"હું તારો સાર સમજ્યો તેથી તારો વેપાર કેમ તુટી જાય તે હું સમજી શકતો નથી તારે ત્યાં જે અમીરો આવતા હતા તે કોઇ ને કોઇવાર તારા પણ આશક થયા હતા. તે લોકો જાણતા હતા કે તું સતી સાધ્વી નથી. તેઓ પોતે પણ ચોરી છુપીથી મોજ કરવા અહીં ઉતરી પડતા હતા. હવે તું અનેક યારોને છોડી મારી થઇ ગઇ તેથી એ લોકો તારે ત્યાં આવતા કેમ બંધ થાય તે મારાથી સમજાતું નથી." ફ્રેડરીકે પોતાના તર્કશાસ્ત્રનો ઉપયોગ કર્યો.

"જો હું સ્પષ્ટ વાત કરીશ તો તને દુઃખ લાગશે. આજકાલ તું વાત વાતમાં છટકી પડે છે તેથી મારી દુર્દશા થતી જાય છે."

"વાહ, જે વાત હોય તે આજે સ્પષ્ટ કહી દે. હું કસમથી કહું છું કે હું નારાજ નહિ થાઉં, બોલ, શા કારણસર તારા અમીરો આવતા નથી ?"

"જો ફ્રેડરીક ! તું ખુલ્લી રીતે કોઇ અમીરના ઘરમાં બેસી જાત તો મને કોઇ કંઇ કહેત નહિ; પણ તને ખબરખાનામાંથી બેસાડી દીધો એ બીના કોઇને ગમતી નથી." ગ્રેસે ખુલાસો કર્યો.

"એ વાતને જહન્નમમાં નાખ."

"જહન્નમમાં તો નાખીશ જને ! પણ તેથી પઇસા મળવાના છે ? તને જુગારની લત લાગી છે તેમાં તું પાણી પેઠે પઇસા ગુમાવે છે. ગયા મહિનામાં તેં કેટલા પઇસાની હોળી કરી તે જાણે છે ?

"ઓહો ! બાઇ સાહેબ હિસાબ રાખતાં લાગે છે."

"હિસાબ શા માટે ન રાખું ? તેં ફક્ત જુગારમાં ત્રણ ચાર હજાર પાઉંડ ઉડાવી દીધા છે. તે શિવાય તારી સાહબીનો ખર્ચ તો જુદો ! આવો ઉડાઉ ખર્ચ વધુવાર ચલાવી શકાશે નહિ.

"તું શું કરવા માગે છે ?"

"ચાલ, આપણે અમેરીકા ચાલ્યાં જઇએ. હવે મને ઇંગ્લાંડ

ગમતું નથી. અહિં કમાવે ઉડાવે આદત નડવાની નથી છું." એમ ઉપાય બતાવ્યો.

"બસ, ચુપ રહે! બ્બ્સને પુરો કર્યા પછીજ તું મને થાપ આપીને અમેરીકા નાસી જવા માંગતી હતી, પણ હું તારી ચાલાકી સમજી ગયો—"

"આવી વાત કેમ કરે છે? મેં તને કહ્યું હતું કે જો આપણો દીવો મળી જશે તો હું મારા બધા વિચાર પડતા મેલીશ એ" તે પછી બીજી કોઇ વાત કરી છે?"

"નહિ. પણ તેમ નહિ કરવાનું કારણ એ છે કે જો તું મારી સાથે ચાલાકી ખેલવા જશે તો હું તારી ખોપરી તોડી નાખીશ, એવો તને ભય છે." ફ્રેડરીકની આંખો લાલ થઇ. બેસ તો જોઇ રહી પડી.

"આપણે આપણા લાભની વાત કરીએ છીએ ત્યારે તું આવી વાત કરે છે!" તે બોલી.

"ચુપ! હવે રોવા કકળવાનુ કામ નથી. મારી તબીયત આજ સારી નથી. તું અમેરીકા જવાની સુચના કરે છે તો ભલે; હું તૈયાર છું. તું જ્યારે કહે છે કે ધધો ચાલતો નથી—"

"તુંજ જોને! ત્રણ મહિના પર દુકાનમાં અગીઆર છોકરી હતી હવે ફક્ત ત્રણ રહી છે. રસેલ ફોરેસ્ટર સુવાવડ પછી બીમાર થઇ ગઇ હતી તે સારી થઇ ગઇ, કામે પાછી આવી હતી પણ મારે તેને ના પાડવી પડી. હેરીઅટ ચાલી જવા પછી મેં તેની જગા પુરી નથી. આ રીતે હું કરકસર કરૂં છું ને તું ઉડાવતો ફરે છે."

"હેરીઅટની સુવાવડને મહીનો થઇ ગયો હશે. હવે તે પાછી આવવા માંગે છે?"

"શું જખ મારવા આવે! ઓહ! એ બલાએ મને કેટલી સતાવી છે તે મારૂં મન જાણે છે! મ્હોં માગ્યા પૈસા આપવા છતાં રાંડ મને ધમકી આપતી હતી,"

"હેની! એ બધું હું જાણું છું."

"મારા દુઃખનો પારજ નથી. તે દહાડે પેલી બે સ્ત્રીઓ આવી હતી તે યાદ છે."

"હા. હા. પેલી *એલીઝાબેથ અને +પોલ પ્રાઇશ! એ બંન્ને મબ્સની પૂછપરછ કરવા આવી હતી. અને તું ગભરાઇ ગઇ ન હોત તો હું બન્નેને આબાદ ફસાવી દેત."

"નહિ. નહિ. બન્નેને કંઇક સંસારો મળ્યો હતો. અમલેના ખુનની માહિતી એ બલાઓએજ મબ્સને આપી હતી તે ખબર નથી?"

"હા. પણ તું નકામી ડરી ગઇ હતી. તેં ડરીને પચાસ ગીની આપી ત્યારે એ બોકો શીરજોર થઇ ગઇને?" ફ્રેડરીકે કહ્યું.

"હશે. જે થયું તે થયું. હવે આ દેશમાં રહેવામાં સાર નથી. અહિં પળે પળે આફત આવવાનો ભય છે. હું ચિંતાને લીધે મરી જાઉં છું. એલીઝાબેથ ને પોલ મારી પાસે વારંવાર પૈસા કઢાવવા આવશે. વળી હેરીઅર પણ ચુપ રહેવાની નથી. આ બધા કારણસર જલદીથી અમેરીકા જવામાંજ સલામતી છે."

"વાંક, મને એક દિવસ વિચાર કરવા દે, ઓહ! મારી તબીઅત બગડતી જાય છે." ફ્રેડરીકે દરદને લીધે ચીસ પાડી.

"ડાકટરને બોલાવું?" બ્રેસ ગભરાઇ.

"નહિ. નહિ. દવાની ને ડાકટરની જરૂર નથી.'

"જરા શેમ્પેન પીઓ!"

"લાવ જોઉં."

બ્રેસે શેમ્પેનની પ્યાલી ભરી આપી. પણ એક ઘુંટ પીતાંજ ફ્રેડરીકે મ્હો બગાડી નાખ્યું.

---

* ગ્લોઝ વાડો.

+ કેરોટી પોળ.

"નહિ. નહિ. મારી તબીઅત ખરાબ થતી જાય છે. હું સુઇ જઇશ."

બ્રેસ તેને સંભાળથી શયનગૃહમાં લઇ ગઇ અને ફ્રેડરીક મુલાયમ બીછાનાપર પડયો. થોડીજ વારમાં તેને ઉંઘ આવી ગઇ. પોતાના યારને સુવાડી બ્રેસ નીચે ઉતરી. બીછાને જવા પહેલાં તેણે બારી-બારણાં તપાસી લીધા અને બધું બરાબર હોવાની ખાત્રી થયા પછી તે સુવાના ઓરડામાં જતી હતી એવામાં કોઇએ આગલું બારણું ખખડાવ્યું. બ્રેસનું હૃદય ભયથી કમ્પી ગયું. તેણે હિમ્મત રાખી બારણું ઉઘાડયું.

"તમારૂં નામ મિસીસ બ્રેસ ?" એક જવાન છોકરા જેવા નોકરે પૂછયું.

"હા."

"મારે તમારી સાથે ખાસ જરૂરી કામ છે." કહી રાબ ઘરમાં દાખલ થયો.

# પ્રકરણ ૧૮૫ મું.

## લગ્નની તઇયારી.

રાવને અંદર દાખલ કરી મીસીસ બ્રેસ તેને બેઠકખાનામાં લઇ ગઇ. ત્યાં હજુ ટેબલ પર લેમ્પ સળગતો હતો. રાવ જાણી જોઇને બત્તી તરફ પીઠ કરી બેઠો. મીસીસ બ્રેસ પર તીવ્ર નજર નાખતાં તેનું દુબળું પડેલું ચિંતાગ્રસ્ત મ્હો જોઇ રાવને જરા આનંદ થયો.

"હું જરા મોડો આવ્યો તે માટે માફ કરજો. પણ મારા શેઠ લોર્ડ ફ્લોરેમલે મને અગત્યના કામસર મોકલ્યો છે." બ્રેસ બેઠા પછી રાવે વાત શરૂ કરી. ફ્લોરેમલનું નામ સાંભળતાં બ્રેસને આનંદ થયો. હજુ તેના બધા પેટ્રનો તેને ભુલી ગયા નથી એ ખ્યાલથી તેને સંતોષ થયો.

"તમે લોર્ડ સાહેબના નોકર છો ?"

"હા. હું તેમનો વિશ્વાસુ નોકર છું અને એક ખાસ કામમાં તમારી મદદ માગવા આવ્યો છું.

"હું મારા પરમ મિત્ર ફ્લોરેમલની ગમે તેવી સેવા બજાવવાને તઇયાર છું. મેં સાંભળ્યું હતું કે તેમની તબીઅત બગડવાથી તે કોઇ જગ્યાએ હવાફેર કરવા ગયા હતા."

"હા. તે ડોવર ગયા હતા. બોલો, હવે ટુંકમાં હું મારૂં કામ કહી દઉં ?"

"ખુશીથી બોલો."

"સાંભળો, લોર્ડ ફ્લોરેમલ એક રમણીના પ્રેમપાશમાં બંધાઇ ગયા છે."

"મીસ પોલીનના ?" બ્રેસ તરત બોલી ઉઠી.

"નહિ. પોલીનના પ્રેમનો નીશો ક્યારનો ઉતરી ગયો છે. હમણાં એ જે સ્ત્રી પર મોહી પડ્યા છે તે પણ ફ્લોરેમલને ચાહે છે; પણ વિચિત્ર બીના એ છે કે લગ્ન થયા વિના તે લોર્ડ સાહેબને પોતાનું

નામ કહેવા માગતી નથી તેમ મ્હો પણ બતાવવા ચાહતી નથી."

"અજબ જેવી વાત છે! જેનું મ્હો જોયું નથી તેના પ્રેમમાં લોર્ડ ફ્લોરેમલ શી રીતે ફસી ગયા?"

"નજરે ન જોવા છતાં મારા શેઠની ખાત્રી થઇ ગઇ છે કે એ રમણી પરીસુરત છે. લંડન અને ડોવરમાં બન્ને અનેકવાર એક બીજાને મળ્યા હતા. તે સમયે લોર્ડ ફ્લોરેમલે તે રમણીના આખા શરીર પર હાથ ફેરવી એવી કલ્પના કરી છે કે જેનું શરીર આવું સુડોળ છે તેનો ચહેરો સુંદર હોવોજ જોઇએ."

"એ રમણી મ્હો બતાવવાની ના પાડે છે; પણ લગ્ન પહેલાં સતીત્વનું રક્ષણ કરવાની જરૂર જોતી નથી."

"તેની સાથે મને કંઇ સંબંધ નથી. તેની હઠ તુટે એમ નથી, તેણે ફ્લોરેમલને વચન આપ્યું છે કે લગ્ન થયા પછી તેનું વદન જોતાં તેમને પસ્તાવું પડશે નહિ. બોલો, હવે તમે અમારા કામમાં મદદ કરવાને તઇયાર છો?"

"મેં તો પહેલાથીજ હા પાડી છે. બોલો, મારે શું કરવાનું છે?"

"સાંભળો, લોર્ડ ફ્લોરેમલ કાલે સાંજે લંડનમાં આવી પુગશે. તેમની પ્રેમપાત્રી આજે આવવાની હતી-કદાચ આવી ગઇ હશે. હું આજે સાંજેજ આવ્યો. લગ્નનો સઘળો બંદોબસ્ત કરવાની ફરજ મારા પર આવી છે."

"શું લગ્ન જલદી થવાના છે?"

"જલદી શું? બને તો કાલેજ લગ્ન થઇ જશે. તમને જો કંઇ હરકત ન હોય તો તમારાજ ઘરમાં લગ્ન ક્રિયા કરી નાખીએ."

"મને કંઇ હરકત નથી. પણ લોર્ડ ફ્લોરેમલ પોતાના ઘરમાં લગ્ન કેમ કરતા નથી?" એણે પુછ્યું.

"તેમ કરે તો બધાને લગ્નની ખબર પડી જાય એટલે "રોમાન્સ" ની મઝા ઉડી જાય. બંન્ને નવીનતાને ખાતર તદન છૂપી રીતે લગ્ન કર્યા પછીજ, જાહેર થવા માંગે છે. સમજ્યાં ?"

"હા. પણ કન્યાનું નામ જાણ્યા વિના લગ્ન શી રીતે થશે ?" પાદરીને કન્યાનું નામ કહેવું પડશે તથા લગ્નના લાયસન્સમાં પણ બંન્નેના નામ ઠામ લખવાની જરૂર પડશે."

"તેની ફીકર નહિ. ગમે તે નામ લખાવી દઇશું. લોર્ડ ફ્રમોરેમલ માટેનું લાયસન્સ હું આવતી કાલે મેળવી લઇશ. તમે એવો પાદરી શોધી કાઢજો કે જે વધુ ગડબડ કર્યા વિના ચુપચુપ લગ્ન કરી નાખે."

"વારૂ, એવો એક પાદરી મારો ઓળખીતો છે."

"તો કાલે રાતે નવ વાગે તેને હાજર રાખજો. અને તમારા પેલા મકાનમાં યાને સેંટ જેમ્સ સ્કેવરવાળા મકાનમાંના દિવાનખાના લગ્ન માટે તૈયાર કરાવી કરાવી રાખજો."

"લોર્ડ ફ્રમોરેમલે તમને મારા મકાનની કેટલીક વાત કરી લાગે છે ?"

"હા. હું આ મકાનની બધી વાત જાણું છું. વારૂ, તમે કાલે બધી તઇયારી કરી મુકશોને ?"

"હા."

આ વખતે ફરીથી કોઇએ બહારના દરવાજા પરનો ઘંટ વગાડયો. મીસીસ ગ્રેસ ચોંકી. રાવ ચુપ રહયો.

"બે ચાર મિનીટ મને માફ કરશો. નોકરો સુઇ ગયા છે. એટલે કોણ આવ્યુ છે તે હું જોઇ આવું."

"ખુશીથી જાઓ."

ગ્રેસ હસતી હસતી બારણું ખોલવા ચાલી ગઇ.

# પ્રકરણ ૧૮૬-મું.

## રાવે શું સાંભળ્યું ?

મીસીસ બ્રેસ બારણું ખોલવા ગઇ એટલે રાવ વીચાર કરવા લાગ્યો: "આ રંગીલી દરજણ આવી કેમ થઇ ગઇ? ઘંટીનો અવાજ આવતાંજ તે કેવી ચોંકી ગઇ હતી? ખરેખર, એણે કંઇ ભયંકર પાપ કરેલું હોવું જોઇએ. એકલી ફીકરથી એના જેવી વિલાસી સ્ત્રી જુતે બખા ખાધી હોય એવી ન થઇ જાય. જો એ પાપાણીનો ભેદ માલુમ પડી જાય તો એનાપર પણ વેર લઇ લઉં. પેલા પર તો હવે થોડાજ વખતમાં મારૂં વેર વળી જશે."

આવા વિચાર કરી તે બેઠકખાનાના બારણા પાસે જઇ ઉભો. તરત તેને કાને કોઇનાં પગલાં સંભળાયાં. તે પછી તેણે બ્રેસને બોલતી સાંભળી: "જુઓ, આ ઓરડામાં ચાલ્યા જાઓ ત્યાં ગયા શિવાય એક શબ્દ પણ બોલશો નહિ." આવનારાને એક બીજા ઓરડામાં બેસાડી બ્રેસ પાછી આવશે એમ ધારી રાવ પોતાની જગાએ બેસી ગયો. તરત મીસીસ બ્રેસ ઓરડામાં દાખલ થઇ. તેનો ચેહેરો જોતાંજ રાવ સમજી ગયો કે તે ગભરાટમાં પડી છે.

"હમણાં જે માણસો મળવા આવ્યા છે તેમની સાથે મારે ખાસ અગત્યનું કામ છે. જો તમે સ્હવારે આવો તો તમારી મહેરબાની." બ્રેસે રાવને વિનંતી કરી.

"તમે મારી જરા પણ ફીકર ન કરો. તમે તમારૂં કામ ખુશીથી પતાવી દો. મને કંઇ ખાસ કામ નથી એટલે હું થોભીશ."

"તો ખુશીથી બેસો. કંઇ ખાશો પીશો?"

"નહિ હું આ પુસ્તક વાંચી દીલ બહેલાવીશ." કહી રાવે ટેબલ પરથી એક ચોપડી હાથમાં લીધી.

બ્રેસે રાવનો જવાબ સંભળી રાજી થઇ અને ત્યાંથી ચાલી ગઇ. તે ગઇ કે તરત રાવ પણ ઉઠયો. બિલાડી પેઠે પગને અવાજ કર્યા

વિના તે ગ્રેસ ગઇ હતી તે ઓરડાના બારણાં આગળ ગયો અને બારણા આગળ કાન લગાવી અંદર થતી વાતચીત સાંભળવા લાગ્યો.

મીસીસ ગ્રેસને ગેલોઝગીડો, કેરોટીપોલ અને ફીંચીનગ્રેંડ મળવા આવ્યાં હતાં. ગ્રેસને આ લોકોનો ઘણોજ ભય હતો કેમકે તેનો જાન પણ તેઓના હાથમાં હતો.

"ગ્રેમ ! આ બે જાણી મને આગ્રહ કરી અહિં લઇ આવી તેથી તમારા જેવી સુંદરીને મળવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું તે માટે મને આનંદ થાય છે." ફીંચીનગ્રેંડે થરથર કંપતી ગ્રેસની સાથે વાત શરૂ કરી.

"તમે શા માટે આવ્યાં છો?" ગ્રેસે ફીંચીનગ્રેંડની વાત પર ધ્યાન આપ્યા વિના કેરોટી પોલ અને ગેલોઝગીડો તરફ જોઇ પુછ્યુ.

"અમે શા માટે આવ્યા છીએ તેનું કારણ તમે જાણતાં નથી ?" પોલ બોલી.

"થોડા દાહાડા પર તો મેં તમને પુષ્કળ પૈસા આપ્યા હતા. હવે મને ના સતાવો." ગ્રેસ કરગરી.

"નકામી ત્રણ પાંચ મને પસંદ નથી." ગેલોઝગીડો બોલી.

"જલદી બોલો, તમે શું માગો છો? મારો જાન લેવાથી તમને લાભ થવાનો નથી."

"તમારો જાન લેવા માગે છે કોણ ? હું તો આશીર્વાદ આપું છું કે તમે સો વર્ષના થાઓ." ફીંચનગ્રેંડ બોલ્યો.

"બીલ ! ચુપ રહેને ! અમે તને અમારા રક્ષણ માટે સાથે આણેલો છે—બકબક કરવા નહિ."

"રક્ષણ કરવા લાગ્યા છો ? તમને અહિં શાનો ડર છે ? હું તમારી સાથે કંઇ દગાબાજી કરૂં એવો તમને ભય છે ?" ગ્રેસ અજબ થઇ બોલી.

એલોઝવીડા બેસને ખુબ ધિક્કારતી હતી તેથી તે તેને ડામ દેવાના હેતુથી બોલી: "મેડમ! તમે મ્હોડે ચઢીને કહેવડાવો છો તો મારે સાફ સાફ વાત કરવી પડે છે: હા. હવે તમારે ત્યાં એકલાં આવવાની મારી હિમ્મત ચાલતી નથી તેથી આજે આ જવાનને સાથે લાવી છું આ મકાનમાંથી બહાર નીકળવું સહેલું નથી તે હું સારી પેઠે જાણું છું. રસોડાના ઓરડાની જમીન નીચે પીટર ગ્રામ્બે સડે છે અને તેનો મદદનીશ મમ્સ પણ તેની પાસેજ છે એ ભયંકર બનાવની મને ખબર છે."

રાવ ચોંક્યો. બેસ થરથર ધ્રુજવા લાગી.

"હવે એ વાત શા માટે ઉપાડો છો!" બેસ લથડતી જબાને બોલી.

"તમેજ મને એ વાત કરવાની ફરજ પાડી. મેડમ! આ ઘર બહુ ભયંકર છે. અહિંની હવા પણ ખુની દેખાય છે."

"બસ માફ કરો. તમે શા માટે આવ્યા છો તે કહી દો."

"સાંભળો. જો વેરન નામના સખસની થોડા વખતમાં તપાસ ચાલનાર છે તે તો તમે જાણતા હશો."

"હા. મેં છાપામાં વાંચ્યું છે."

"અને આ છોકરીના બાપ સ્ટીફન પ્રાઇસની પણ તેની સાથેજ તપાસ ચાલનાર છે. બન્નેને ફાંસીની સજા થવાની નથી તે અમે જાણીએ છીએ."

"તે તમે કેમ જાણ્યું?"

"થોડા દહાડા પર પ્રિન્સ અમારા હાથમાં સપડાઇ ગયા હતા તે વખતે અમે તેમની પાસેથી ફાંસીની સજા ન થાય એવો એકરાર લખાવી લીધો હતો. પણ એ બે જણને જન્મ દેશનિકાલની સજા તો જરૂર થશે. જ્યાં એ બે જણા જશે ત્યાં હું અને ડેરોટીપોલ જવા માગીએ છીએ અને તે માટે અમને પૈસાની જરૂર છે."

"કેટલા પઇસા જોઇએ છે?"

"દશ હજાર પાઉંડ! એક વાર એટલી રકમ આપી દો એટલે આપણો સંબંધ પુરો થશે." ગેલોઝવીડોએ કહ્યું.

એસ વિચારમાં પડી. ફ્રેડરીક ડેએ તેની સાથે અમેરિકા નાસી જવાનું કબુલ કર્યું હતું. જો આ બલાઓને થોડાક દહાડા ટાળી દેવાય તો એ અરસામાં અમેરીકા ચાલી જઇશ એવો વિચાર કરી એસ બોલી: "દશ હજાર! તમને એ રકમ આપવાની મારાથી ના પડાતી નથી. વારૂ, તમને એ રકમ ક્યારે જોઇએ છે?"

"ક્યારે વળી શું? અત્યારે! ધરમના કામમાં ઢીલ શાની!"

"એટલી મોટી રકમ અત્યારે ઘરમાં નથી. સાત આઠ દહાડામાં તમને ભેગા કરી આપીશ."

"એટલામાં તો તમે કદાચ અમેરીકા જઇ બેસશો."

"કેમ! એમ કેમ કહો છો?" એસ ચોંકી. ગેલોઝવીડોએ તર્કથીજ અમેરીકા જવાની વાત કરી હતી પણ એસના પાપી હૃદયને તેથી આઘાત થઇ ગયો.

"હા. કેવાં પકડાઇ ગયાં! જુઓ, મીસીસ એસ! તમે દશ હજાર પાઉંડ નહિ આપો ત્યાં સુધી અમે તમારૂં ઘર છોડી જઇશું નહીં."

બારણાને અઢેલી રાવ આ વાત સાંભળી રહ્યો હતો. હવે તેને લાગ્યું કે એસ પૈસા લેવા આવશે એટલે અહિં ઉભા રહેવામાં સાર નથી. ધીમે પગલે તે પાછો બેઠકખાનામાં ચાલ્યો ગયો અને જાણે ચોપડી વાંચવામાં લીન થઇ ગયો હોય તેવી રીતે બેસી ગયો.

રાવ બેઠકખાનામાં ગયા પછી થોડીજવારમાં એસ ત્યાં આવી અને ડેસ્કમાંથી નોટનું બંડલ લઇ ચાલી ગઇ. આ વખતે રાવ તેની પાછળ પડયો નહિ." આ બલાએ કંઇ ભયંકર પાપ કર્યું હશે એમ હું ધારતો હતો; પણ આ રાક્ષસીએ ખુન કર્યાં હશે એવો ખ્યાલ પણ ન હતો. હવે બદમાશ એસ! તારા પણ હું બાર વગાડી દઇશ."

થોડી વાર પછી પોતાનું કામ પતાવી બ્રેસ પાછી આવી અને રાવની માફી માગતી બોલી: "એ લોકો મારા મોટા ઘરાક હતાં તેથી વાત વાતમાં વિલંબ થઇ ગયો માટે માફ કરજો."

"કંઇ ફીકર નહિ. મને બીજું કોઇ કામ હતુંજ નહિ." રાવે કહ્યું: "જુઓ મીસીસ બ્રેસ! હવે ટુંકમાં મારી વાત સાંભળી લો." કાલે રાતે નવ વાગે તમે પાદરીને તઇયાર રાખજો. તે કંઇ પુછપાછ ન કરે તેની સંભાળ રાખજો. જરૂર પડે તો અંધારામાં લગ્ન કરાવવાને પણ પાદરીએ તૈયાર થવું પડશે. બીજું કામ એ કે પેલા મકાનમાં દિવાનખાનાં તૈયાર કરાવી રાખજો."

"તમે તેની જરા પણ ફીકર ન કરો. બધું કામ હું સફાઇથી પાર પાડીશ."

"ચાલો ત્યારે સાહેબજી!" કહી રાવે રૂખસદ લીધી.

## પ્રકરણ ૧૮૭ મું.

### રાવની કરામત.

બીજે દિને રાતે આઠ વાગે રાવ એક પેટી લઇ પ્રેસને ત્યાં ગયો ત્યારે તેને ખબર પડી કે પાદરીનો બંદોબસ્ત થઇ ગયો છે અને તે નવ વાગે આવી પુગશે. રાવે તે પછી લગ્ન ક્રિયા માટે શણગારેલા ઓરડાઓ જોયા. તે આવી સુંદર ગોઠવણ માટે સંતોષ પામી બોલ્યો:

"હવે મહેરબાની કરી તમારા નોકરોને કહી દો કે કોઇ આગલો દરવાજો ખખડાવે તો કોઇ નોકરે બારણું ખોલવા જવું નહિ. એ કામ હું બજાવી લઇશ."

"ભલે. મારું કંઇ કામ પડે તો કહેજો. હું પેલા એક ખાનામાં મળીશ." પ્રેસે કહ્યું.

"તમારે કન્યાદાન દેવાનું છે માટે આશરે નવ વાગામાં તઇયાર થઇ રહેજો. વખત થતા હું તમને બોલાવવા આવીશ અથવા પાદરીને મોકલીશ. બીજી વાત એ છે કે લગ્ન અંધારામાંજ કરવાના છે.'

"વારુ, જેવી તમારી મરજી." કહી પ્રેસ ઘરમાં ગઇ.

રાવે લગ્ન ક્રિયા માટે એક ઓરડો પસંદ કર્યો. તે પછી તેણે શયનગૃહ પસંદ કર્યું અને તેમાં પેલી પેટી ખોલી તેમાંથી નવ વધુને માટેનો સફેદ ગાઉન, બુરખો વિગેરે કાઢી પલંગ પર મુકી દીધાં વસ્ત્રો તરફ તે પ્રેમાળ નજરે જોતો ઉભો હતો એટલામાં કોઇએ. દરવાજો ખખડાવ્યો. રાવ તરત બારણું ઉઘાડવા ગયો અને તેણે પોતાના શેઠ લોર્ડ ફ્લોરેમલને ઘરમાં લીધો. તે ડોવરથી સીધો અહિં આવ્યો હતો. તેની સાથે બીજું કોઇ ન્હોતું. ગાડીમાંથી સામાન ઉતારી રાવે ભાડું ચુકવી દીધું અને તે ફ્લોરેમલને એક ઓરડામાં લઇ ગયો.

"કેમ રાવ! બધો બંદોબસ્ત થઇ ગયો છે ને!" ફ્લોરેમલે આશ્ચર્ય થઇ પુછ્યું.

"જી હા નામદાર ! બધો બંદોબસ્ત થઇ ગયો છે."

"તો જલદી જલદી મારા કપડા કાઢી આપ." કવી ફ્લોરેમલે નિસાસો નાખ્યો.

"મારા લોર્ડ ! તમારી તબીઅત ઠીક નથી?"

"નહિ. કોણ જાણે મારૂં મન આવું કેમ થઇ ગયું છે. હું કંઇ ખરાબ કામ કરૂં છું એમ મને લાગે છે."

"જેની સાથે આપ લગ્ન કરવાના છો તેને તમે અંતઃકરણથી ચાહો છો ?" પેટીમાંથી કપડા કાઢતો રાવ બોલ્યો.

"હા. હું ચાહું છું તો ખરો ! પણ હજુય પોલીનને હું ભુલી શકતો નથી. પોલીન વિષે તેં જે વાત કરી હતી તે સાચી છે ?"

"ડોવરથી તને મને લંડન મોકલ્યો ત્યારે મેં વર્તમાન પત્રોમાં મીસ કમ્બેરંડનના લગ્નની વાત વાંચી હતી."

"વાહ વાહ ! પોલીન મારા હાથમાં ગઇ તેમાં મારોજ વાંક છે. જો તેના લગ્ન ન થયા હોત, જો તે મને ચાહતી હોત, જો તે મને એકવાર મળીને સુલેહ કરવા તૈયાર થાત તો આ અજાણી સ્ત્રી મારા હૃદય પર સત્તા સ્થાપી શકત નહી. પોલીન હવે બીજાની થઇ ગઇ હશે. જે થવાનું હતું તે થઇ ગયું આ અજાણી સ્ત્રી મારી માન મર્યાદા સાચવવાનું વચન આપે છે તો એને મારી પત્નિ શા માટે ન બનાવું ?" ફ્લોરેમલે કહ્યું.

રાવે એક વાર અભિમાન સાથે પોતાના માલીક તરફ જોયું. આ પળે પુનઃ બારણા ખખડયા. તે સાંભળી ફ્લોરેમલ ચોંકીને બોલી પડયોઃ "આવી—"

રાવે નીચે જઇ બારણા ખોલ્યા. પેલી બેઠી સ્ત્રી મ્હોપર બુરખો નાખી બાકાની ગાડીમાંથી ઉતરી. તેના હાથમાંની પેટી લઇ રાવ તેને એક ઓરડામાં લઇ ગયો અને બારણા આગળ ઉભો રહી બોલ્યોઃ "જો તમને કોઇ સ્ત્રીની જરૂર હોય તો હું મીસીસ જોસને મોકલું."

"નહિ. મને કોઇની મદદની જરૂર નથી. હું એકલીજ વસ્ત્રો જલદી બદલીશ." કહી રાવના હાથમાંની પેટી લઇ તે બેઠી સ્ત્રીએ

ઓરડાનું બારણું અંદરથી બંધ કરી લીધું.

રાવે ફ્લોરેમલ પાસે જઇ તેની નવ વધુના આગમનની ખબર આપી. ફ્લોરેમલે દીર્ઘ નિશ્વાસ નાખી મૌન પકડયું. પંદરેક મીનીટમાં તે વરરાજાને યોગ્ય પોષાકમાં સજ થઇ ગયો અને રાવ તેને લગ્નવાળા ઓરડામાં લઇ ગયો.

"રાવ! લાયસંસ મળ્યું ને?" ફ્લોરેમલે એક સોફા પર બેસી પુછ્યું.

"આ રહયું, નામદાર!" કહી રાવે ગજવામાંથી લગ્નનું લાયસંસ ખેંચી કાઢયું.

"કન્યાનું નામ શું લખાવ્યું?"

"ખરૂં નામ ખબર નહિ હોવાથી તે વખતે જે નામ મ્હોડા પર આવ્યું હતું તે લખાવી દીધું છે."

આ સમયે ફરીથી કોઇએ બારણા ખખડાવ્યા અને રાવ તરત નીચે ચાલ્યો ગયો. મનમાં ને મનમાં તે વિચાર કરવા લાગ્યો: "અત્યારે કોઇએ બારણા ખખડાવ્યા તે બહુ સારૂં થયું. હવે ચાલાકીથી લગ્નના લાયસંસની વાત ઉડાવવી પડશે."

બારણા ખોલતાં રાવે એક આધેડ ઉમ્મરનો પાદરી જોયો. રાવે તેને એક ઓરડામાં લઇ જઇ પુછ્યું: "તમારૂં નામ?"

"ટીબીઅસ કોલ મેલ."

"મીસીસ બ્રેસે તમને આ કામે બોલાવ્યા છે તે કહ્યુંજ હશે!"

"કોઇ મોટા માણસના લગ્ન કરાવવાના છે ને?"

"હા—" કહી રાવે પાદરીના હાથમાં વીસ ગીની મુકી: "એ લગ્નનો વહીવટ મારે માથે છે. જો મારા કહયા સર કામ કરશો તો આથી બમણું ઇનામ આપીશ."

"તમે કહો તે કરવાને હું તઇયાર છું" પાદરી ગીની મળવાથી રાજી થઇ બોલ્યો: "લગ્ન ક્રિયા, મરણ ક્રિયા, જન્મ ક્રિયા ગમે તે ક્રિયા કરવાની મારી ના નથી."

"ઠીક. આ લાયસંસ લો. એમાં વરકન્યાના નામ ઠામ લખેલાં છે. જયાં સુધી હસ્ત મેળાપ ન થાય ત્યાં સુધી કન્યાનું નામ ન

હેતા. અને ક્યાય તેનું નામ દેવુંજ પડે તો વરરાજા ન સાંભળે તેની કાળજી રાખજો. સમજી ગયા!"

"બરાબર!"

"બીજું એ કે લગ્ન અંધારામાં કરવાના છે."

"તેની કંઇ ચિંતા નહિ. મને બધી ક્રિયા મ્હોડે યાદ છે એટલે ચોપડીની જરૂર નથી." બમણા ઇનામની લાલચે પાદરી હામાં મીલાવવા લાગ્યો.

"કન્યાદાન મીસીસ બ્રેસ દેનાર છે. કન્યાની જયારે જરૂર પડે ત્યારેજ મીસીસ બ્રેસને બોલાવી લેજો."

"વારૂ."

"થોડો સમય અહિં થોભો. હું હમણાં આવું છું. ટેબલ પર શરાબની બાટલી પડી છે તેને ઇનસાફ આપો."

શરાબનું નામ સાંભળતાંજ પાદરીના મ્હોમાં પાણી આવ્યું. અને તે પોર્ટવાઇનને પેટમાં પધરાવવા લાગ્યો.

પાદરી પાસેથી રાવ લોર્ડ ફ્લોરેમલ પાસે જઇ બોલ્યો; "પાદરી સાહેબ આવી ગયા છે. હવે આપની ભાવી પત્ની એક અરજ કરે છે."

"તેની દરેક વાત મારે મંજુર છે."

"તેની એવી ઇચ્છા છે કે જયાં સુધી હસ્ત મેળાપ ન થાય ત્યાં સુધી તેનું મ્હો કોઇની નજરે ન પડવું જોઇએ. એટલા માટે તે અંધકારમાં લગ્ન ક્રિયા કરાવવા ચાહે છે. પાદરીને એ વાતનો વાંધો નથી."

"તો મને પણ હવે વાંધો નથી. પણ આ સંતાકુકડીની રમત પુરી થાય તો સારૂં."

"તો હું બત્તી બુઝાવી દઉં છું. કન્યા વસ્ત્રો પહેરી રહે તેટલી વાર આપ અંધકારમાં બેસી રહેજો."

"વારૂ-વારૂ- બધું તેની મરજી માફક થવા દે."

"હું પાદરીને બોલાવી લાવું છું," કહી રાવે લગ્ન ક્રિયા વાળા ઓરડામાં અંધારૂં કરી દીધું. અને તે પાદરીને લોર્ડ ફ્લોરેમલ પાસે બેસાડી કન્યાના રૂમ તરફ ગયો,

## પ્રકરણ ૧૯૮-મું.

### રાવ કોણ છે!

જે ઓરડામાં ફ્લોરેમલની બેટી માશુક હતી ત્યાં જઇ રાવે ધીમેથી બારણાં ખખડાવ્યાં. પેલી સ્ત્રીએ જરા બારણું ખોલી તેની આડમાંથી પુછ્યું: "કોણ છે! રાવ ?"

"હા—હું છું. મારે તમારી સાથે ખાસ કામ છે."

"કેમ! શું થયું છે."

"મને અંદર આવવા દો. ખાસ જરૂરી કામ છે." રાવે કહ્યું.

"હજુ મેં પૂરાં કપડાં પણ પહેર્યાં નથી."

"તેથી શું થયું ? મારાથી વિલંબ થાય તેમ નથી."

"તો જરા થોભ."

બે ત્રણ મીનીટ પછી પેલી સ્ત્રીએ બારણું ખોલ્યું. અંદર જઇ રાવ બારણાં બંધ કરી બોલ્યો: "જુઓ, આપણને વાતચીત કરવાનો વધુ વખત નથી."

"પણ છે શું? "પેલી સ્ત્રી ગભરાઇને બોલી.

"હમણાં હું જે વાત કરીશ તે તમારે માનવીજ પડશે; કેમકે તમે મારી મુઠીમાં છો." રાવનો સ્વર કડક થયો.

"રાવ! તું મારી સાથે દગાબાજી કરવા માગે છે!"

"શેઠ ફ્લોરેમલ સાથે તમે જેવું વર્તન ચલાવ્યું છે તે જોઇને મેં મારો સ્વાર્થ સાધવાનો નિશ્ચય કર્યો છે. જેની સાથે લગ્ન કરવાને તમે તલપી રહયાં છે તેની આશા છોડી દો."

"એટલે! શું હું મારૂં એક માત્ર સુખ છોડી દઉં! નહિ. એમ કદી બનશે નહિ. કદાચ તું મશ્કરી કરતો હશે. કયા હકકથી તું મારી સાથે આવી વાત કરે છે ?" તે સ્ત્રી જરા ગુસ્સે થઇ. પણ તે સાથેજ તેના દીલમાં ભય પણ પેદા થયો હતો.

"હું વેર લેવાના હકકથી તમારી સાથે આવી વાત કરૂં છું

અને હું તમને ઓળખું છું તથા તમારી છુપી પ્રેમ કહાણી જાણું છું તેથી તમારા પર હુકમ બજાવું છું."

આ શબ્દો સાંભળતાં તે સ્ત્રી હતાશ થઇ ખુરશી પર બેસી ગઇ.

"જ્યાં સુધી લગ્ન થઇ જાય ત્યાં સુધી તમારે આ ઓરડામાં કેદ રહેવું પડશે. હું તમને ખાત્રી આપું છું કે તમારા છુપા પ્રેમની વાત કોઇને ખબર પડશે નહિ. લોર્ડ ફ્લોરેમલ પણ તમારું નામ જાણી શકશે નહિ."

લગ્ન થવાની વાત સાંભળી પેલી સ્ત્રી બેબાકળી થઇ ગઇ. તે બોલી: "તમે લગ્ન થાય ત્યાં સુધી મને કેદ રાખશો તો લોર્ડ ફ્લોરેમલના લગ્ન કોની સાથે થશે? શું મારી કોઇ શોકય ફુટી નીકળી છે?" મીસ પોલીન પર પાછા લોર્ડ ફ્લોરેમલ મુગ્ધ થયા છે?"

"તમારી શોકય ફુટી નીકળી છે. પણ તે મીસ પોલીન નથી."

"ત્યારે?"

"હું છું." કહી પાષાણ હૃદયી રાવે ડગલાના બટન ખોલી નાખી પોતાની છાતી દેખાડી. પેલી બેહદી સ્ત્રીના આશ્ચર્યનો પાર રહયો નહિ.

"આ શું? તું કોણ છે? તેં શા માટે કપટ વેશ ધારણ કર્યો છે? શરીર પર કાળો રંગ શા માટે લગાડેલ છે?"

"એ કહાણી બહુ લાંબી છે. ફકત વેર લેવા માટેજ હું લોર્ડ ફ્લોરેમલ સાથે લગ્ન કરવા માંગું છું."

"નહિ. નહિ. એમ કદી બનશે નહિ. હું મારા જીવન ભરની આશા કદિ તજીશ નહિ."

"સાંભળો. તમે કોણ છો તે હું જાણું છું—માર્કશનેસ ઓફ વેલંડન!" રાવ તેના કાનમાં બોલ્યો.

"તું મને ઓળખી ગઇ છે તેથી શું થયું? હું તારાથી ડરવાની નથી. મારી બદનામી પુરવાર કરવા માટે તારી પાસે શી સાબીતી છે?"

"જુઓ! તમે મને હરાવી શકો તેમ નથી. મેં તમારૂં છુપું કેલીભવન જોયું છે અને લોર્ડ ફ્લોરેમલ સાથે તમને રસની રેલ ઉડાવતાં પણ જોયાં છે." રાવે ભેદ ફોડયો.

"જુઠું—બધું જુઠું."

"જુઠું નહિ તદન સાચું. આ તમારા કેલીભવનની બારીના પરદાનું કપડું છે કે નહિ?" કહી રાવે એક કપડાનો કટકો બતાવ્યો.

"સત્યાનાશ!" મારક્વોનેસ ગભરાઇ ગઇ: "બહેન! પ્રભુને ખાતર મારી બદનામી ના કરતી."

"મારી એવી ઇચ્છાજ નથી. તમારી બદનામી કરવાથી મને કંઇ લાભ નથી. પણ જુઓ! હું પાછી આવી ને તમને બહાર કાઢું ત્યાં સુધી ચુપચુપ અહિંજ બેસી રહેજો."

"એમ કર્યા વિના બીજો છુટકોજ નથી." મારક્વોનેસ રાવ આગળ લાચાર થઇ.

કપટ વેષ ધારી રાવ બીજા ઓરડામાં ગયો ત્યાં જઇ તેણે ગજવામાંથી એક શીશી કાઢી તેમાંથી કોઇ દવા પોતાના શરીર પર લગાડી સાબુથી આખું શરીર ધોઇ નાખ્યું. તરતજ તેનો કાળો રંગ ઉડી ગયો અને તે સ્વર્ગની અપસરા જેવી ગોરી થઇ ગઇ. તે પછી આયનામાં તેણે પોતાનું રૂપ જોયું અને લગ્નના વસ્ત્રો પહેરી વીજળીક વેગે લગ્ન ક્રિયા વાળા ઓરડામાં જઇ પહોંચી.

ઓરડામાં અંધકાર છવાયો હતો પોતાની માશુકને આવેલી જાણી લોર્ડ ફ્લોરેમલ તેનો હાથ પકડી પ્રેમાળ સ્વરે બોલ્યો: હવે તું સદાને માટે મારી થશે ને?"

"હા. વ્હાલા ગેબ્રીલ!"

આ જવાબ રાવે એવી રીતે આપ્યો કે કે તે પેલી ભેદી સ્ત્રી નથી એવી ફ્લોરેમલને ખબર પણ ન પડી.

"મીસીસ બ્રેસને કન્યાદાન આપવા માટે જલદી બોલાવો." ફ્લોરેમલે પાદરીને કહ્યું.

પાદરી બ્રેસને બોલાવવા બહાર જાય તે વખતે જો ફ્લોરેમલ તેને વળગી પડશે તો સઘળું કાવતરૂં પકડાઇ જશે એવો તેને ભય લાગ્યો કેમકે પેલી બેઠી સ્ત્રી લાંબી અને રૂષ્ટ પુષ્ટ હતી જ્યારે આ કપટ વેષ ધારી સ્ત્રી (રાવ) પાતળી અને મધ્યમ કદની હતી. આથી પાદરી બહાર ગયો તેજ વખતે પોતાની કોઇ ચીજ બીજા ઓરડામાં રહી ગઇ છે એવું બહાનું કાઢી તે બહાર નીકળી ગઇ અને ફ્લોરેમલ એકલો એકલો ભાવી સુખના તર્ક વિતર્ક કરવા લાગ્યો. થોડી વારમાં પાદરી બ્રેસને લઇ લગન વાળા ઓરડામાં દાખલ થયો અને તે પછી આ નવી બેઠી સ્ત્રી પણ ત્યાં જઇ પહોંચી. ફ્લોરેમલ તેનો હાથ પકડી તેને ટેબલ પાસે લઇ ગયો અને ઘોર અંધારામાં પાદરી લગનના મંત્રો ઉચ્ચારવા લાગ્યો.

## સાહીત્યની દુનીઆમાં ખળભળાટ

ગુજરાતના ખંડખોર નવલકથાકાર રા. મધુકરની

બે અદ્ભુત સ્વતંત્ર કૃતિઓ.

# બેગમ કે બલા?

આ પુસ્તકમાં દેશી રજવાડાના કારસ્થાનો, ખંડખોરોનાં કાવત્રાં, શરાબ અને સુંદરી પાછળ પાયમાલ થતા આજકાલના ઠાકરડાઓ, બે બદનામની નાચનારીનો બેગમ તરીકેનો દોરદમામ અને દેશી રાજ્યોનું ભવિષ્ય વિગેરે અદ્ભુત પ્રસંગો રા. મધુકરે પોતાની હૃદયસ્પર્શી મોહક શૈલીમાં વર્ણવ્યા છે. ચાર ચિત્રો સાથે.

કિં. રૂ. ૨-૮ "વિલાસ"ના ગ્રાહકોને રૂ. ૨.

---

# માયાની પૂતળીઓ

યાને

## એક આશકની સાત માશુકો.

રા. મધુકરની આ અદ્ભુત વારતાઓ વાંચ્યા વિના તમારો છુટકોજ નથી. પ્રેમરસથી છલબલતી સાત સમ્પુર્ણ વારતાઓ. સચિત્ર.

કિં. ફક્ત રૂ. ૧-૪-૦.

વીલાસ ઓફીસ,

બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

## પ્રકરણ ૧૮૯ મું.

### લગ્નમાં વિઘ્ન.

ગઇ રાતથી ફ્રેડ્રીક ડ્રેની તબીયત બગડી હતી. તેને અસલથીજ આઠ નિદ્રા આવતી હતી. આજે પણ તે મોડે સુધી સુઇ રહયો. તે જાગ્યો ત્યારે તેની તબીયત તેને જરા સારી લાગી; છતાં તેણે પલંગ પરજ ખાવાની માગણી કરી. એસ તેનો નાસ્તો ઉપર લઇ ગઇ. ચ્હાનો એક ઘુંટડો ભરતાંજ ફ્રેડરીકને ઉલટી આવી અને તેના માથામાં દરદ થવા લાગ્યું. ખાવાનું પચ્યું નથી એમ ધારીને તેણે ખાવાનું માંડી વાળ્યું. એસે તે પછી તેને ગઇ રાતની વાત કરી. ગેલોઝવીડો તેને ધમકાવીને દશ હજાર પાઉંડ લઇ ગઇ હતી, લોર્ડ ફ્લોરેમલનો નોકર તેના લગ્નનો બંદોબસ્ત એસને સોંપી ગયો હતો વગેરે વાત સાંભળી ફ્રેડરીક અત્યંત વિરકત જઇ ગયો એસનો ખજાનો ખાલી થઇ ગયો હતો. લોર્ડ ફ્લોરમલના લગ્ન કરી આપવાથી કંઇ લાખો રૂપીઆ મળી જવાના નથી. આવા વિચાર આવતાં ફ્રેડરીક ડ્રેની તબીયત વધુ બગડી અને તે પલંગ પર બેચેનીથી આમથી તેમ આળો-ટવા લાગ્યો. આખો દિવસ તે બીછાનામાંજ પડી રહયો. સાંજ પડતાં તેનું મગજ જરા શાંત થયું અને તેને ઉંઘ આવી ગઇ, તે ઉંઘી ગયો તે પછી એસ રાવની સેવામાં હાજર થઇ હતી.

ઉંઘ ઉડી જતાં ફ્રેડરીકે જોયું કે પલંગની પાસેના ટેબલ પર ફાનસ સળગતું હતું. તેણે એસને બુમ પાડી પણ જવાબ ન મળ્યો બે ચાર વાર બુમ માર્યા પછી તેણે ઉઠવાની કોશીષ કરી પણ તેનામાં ઉભા થવાની તાકાત ન હતી. લાચાર થઇ તે પાછો પલગ પર પડયો. પણ તેની મુંઝવણ વધી ગઇ. માથું ફાટવા લાગ્યું. મ્હોમાં ઉકકા આવવા લાગ્યા અને તરસથી કંઠ રૂંધાવા લાગ્યો. જેમ તેમ હાથ લાંબો કરી તેણે ટેબલ પરથી પાણી ગ્લાસ લીધો અને તેમાંનું પાણી પી ગયો. પાણી પીતાંજ તેનો જીવ વધારે બગડી ગયો. તેને ઉલટી થઇ અને ગુસ્સાથી તેણે ગ્લાસ ફેંકી દીધું. તેનુ શરીર કમ્પવા લાગ્યું. છતાં તે પોતાની હાલત સમજી ન શકયો. હજી તેના ગળામાં બળતરા થતી હતી. તરસ અસહ્ય જણાતી હતી પણ તે પાણી પીવાની હિંમ્મત કરી ન શકયો.

"હાય! મારૂં શું થવા બેઠું છે? કંઇ સમજ પડતી નથી. આખો દિવસ ખાધું નથી તેથી આમ થતું હશે. જરા ચાહ પીઉં." આવા વિચાર કરી તેણે ફરીથી બ્રેસને બુમો મારી પણ કંઇ જવાબ ન મળ્યો ત્યારે તેણે જોરથી ઘંટી બજાવવાની દોરી ખેંચી! પણ અફસોસ! દોરી તુટી ગઇ અને ઘંટી ન વાગી.

"સત્યાનાશ! શું મારે કુતરાને મોતે મરવું પડશે?" તેની બેચેની ભયંકર હદે વધી ગઇ: "મારી માંદગીનો લાભ લઇ બદમાસ બ્રેસ બધી દોલત લઇ ભાગી ગઇ લાગે છે! એ ગેલોઝવીડોની ને લોર્ડ ફ્લોરેમલની વાત કરતી હતી તે તદન જુઠી વાત હોવી જોઇએ. એ મને એમ સમજાવવા માગતી હતી કે તેને પેલી બદમાસ સ્ત્રીઓ લુંટી ગઇ છે અને આજે તે લોર્ડ ફ્લોરેમલના કામમાં રોકાયલી છે! હા-હા! એમજ! રાંડ નાસીજ ગઇ! કદાચ મને કંઇ ખવડાવી તો નહિ ગઇ હોય? એમજ હોવું જોઇએ; નહિ તો મને પાણી કે ખોરાક જોતાંજ ઉબક કેમ આવે છે? માથામાં આગ કેમ લાગેછે? શરીર કમ્પ્યા કેમ કરે છે? એ શયતાનની બચ્ચી જરૂર મને ઝેર આપી ગઇ—

મનમાં ને મનમાં આવા તર્ક વિતર્ક કરતો ફ્રેડરીક દે પલંગ પર પડ્યો હતો.

હવે થવાનું હતું તે થયું. પણ બ્રેસ જો હજુ ઘરમાં હોય તો તેની ખબર લેવી જોઇએ એમ ધારી ફ્રેડરીક મહામહેનતે ઉભો થયો. તેનો ચહેરો વીકરાળ થઇ ગયો હતો. મરતી વખતે જાણે તેનામાં જોર આવ્યું હોય તેમ હાથમાં ફાનસ લઇ તે જેમ તેમ દાદર ઉતરી નીચે ગયો, બ્રેસના બેઠકખાનામાં જતાં તેને જણાયું કે ટેબલ પર ફાનસ બળતું હતું. તેનું કબાટ મોજુદ હતું અને ટેબલ પર શરાબની પ્યાલી પડી હતી. આ જોઇ બ્રેસ નાસી ગઇ નથી એવી તેને ખાત્રી થઇ અને તેણે ઘંટી વગાડતાં એક નોકર હાજર થયો.

"મીસીસ બ્રેસ ક્યાં છે?" તેણે પુછ્યું.

"હમણાંજ પેલા મકાનમાં ગયા," નોકરે જવાબ આપ્યો.

"વારૂ, હમણાજ જઇને એ રાંડે મને શા માટે ઝેર આપ્યું છે તે પુછી જોઉંછું."

આટલું કહી રોગી ફ્રેડરીક પાગલની પેઠે સેંટજેમસ સ્કવેરવાળા મકાનમાં ગયો. સૌથી મોટા દીવાનખાનામાંજ એસ હશે એમ ધારીને તે ત્યાં ગયો. હજુ લગન કીયાની શરૂઆત હમણાંજ થઇ હતી એવામાં હાથમાં ફાનસ સાથે ફ્રેડરીક તે અંધારા ઓરડાના ઉંબર પર જઇ ઉભો. તેને જોતાંજ ગભરાટ વ્યાપી ગયો. કન્યાએ ભયથી ચીસ પાડી લોર્ડ ફ્લોરેમલ ગુસ્સાથી લાલપીળો થઇ ગયો. પાદરીનું મ્હો સીવાઇ ગયું અને એસ બાવરી થઇ જડપુતળી જેવી ઉભી રહી. ફાનસના પ્રકાસમાં ફ્લોરેમલ કન્યાનું શરીર જોઇ સમજી શકયો કે આ સ્રી તેની બેદી માશુક નથી. તરત જો તેણે તેના મ્હો પરનો બુરખો ખેંચી કાઢયો અને કેરોલાઇન વોલ્ટર્સ જાહેર થઇ ગઇ.

કેરોલાઇન વોલ્ટર્સને જોતાંજ એસ બેભાન થઇ જમીન પર તુટી પડી. પાદરી રખેને આવી ખટપટમાં ઝાલ લેવા માટે ફ્લોરેમલ તેને સજા કરાવે એમ ધારી બહાર નીકળી ગયો. ફ્રેડરીક દિવાનખાનાની વચમાં ફાનસ લઇ ઉભો હતો અને ફ્લોરેમલ આભો થઇ કેરોલાઇન અને મીસીસ એસ તરફ જોઇ રહયો હતો.

"હવે હું આ તરકટનો અર્થ સમજયો." કેરોલાઇનનો હાથ પકડી ફ્લોરેમલ બોલ્યો: "હું હજી સુધી આ કાવત્રાનો અર્થ ન સમજયો તેટલી મારી મુર્ખાઇ? કેરોલાઇન! દગાબાજીથી મારી પત્ની થવા માટેજ તું કાળો રંગ લગાવી ફરતી હતી કે? પેલી બેદી સ્રી પણ તારા પક્ષનીજ કોઇ બલા લાગે છે! બોલ, તું શું કરવા માગે છે? તારે બધી વાત મને કહેવી પડશે. તેંજ મારા દસ્તાવેજો ચોરાવ્યા હતા.–"

"માની લો કે તમારા દસ્તાવેજો મેં ચોરાવ્યા હતા; પણ તમે મારી જે અમુલ્ય વસ્તુ ચોરી હતી તેની આગળ એ કાગળની શી કિંમત છે?" કેરોલાઇને હિમ્મતથી જવાબ આપ્યો.

"હેં! મેં તારી કઇ અમુલ્ય વસ્તુની ચોરી કરી?"

"ખબર નથી? તમેજ મારૂં શિયળ લુંટીને મારી જીંદગીની પાયમાલી કરી હતીને? તમને જે પ્રાણથી વધારે ચાહતી હતી તેને

તમે રસ્તે રખડતી બીમારણુથી નપાવટ બનાવી મેલી હતી; પણ યાદ રાખજો ! હું એ દગાબાજીનો બદલો લીધા વિના તમને છોડવાની નથી."

આટલું કહી કેરોલાઇન વીજળી વેગે ઓરડાની બહાર નીકળી ગઇ અને ફ્લોરેમલ તેને પકડે તે પહેલાં તો તેણે ઓરડાનાં બારણાં બહારથી બંધ કરી દીધાં. ફ્લોરેમલ હવે ગભરાયો. કેરોલાઇન શું કરવા માગે છે તે તે સમજી શકયો નહિ. બ્રેસ હવે શુધ્ધીમાં આવતી હતી અને ફ્રેડરીક ફાનસ લઇનેજ ઉભો હતો. અચાનક ફ્રેડરીકે ફાનસ ફેંકી દીધું અને તે કુતરાની પેઠે ભુંકવા લાગ્યો. ઓરડામાં ફરીથી અંધકાર વ્યાપી ગયો.

બીજી બાજુ છદ્મ વેષી રાવ યાને કેરોલાઇન વોલ્ટર્સ પેલા લેડી રમણીને ઓરડામાં કેદ કરી હતી ત્યાં ગઇ અને બારણાં ખોલી બોલી: "તમે જાહેર થવા ન માગતાં હો તો નાસો–જલદી નાસો–"

"કેમ ! કેમ ! શું થયું ? શું મારા પર કંઇ આફત છે ? તમે મારો ભેદ ફોડી દીધો ?" મારસ્યોનેસના ગભરાટનો પાર ન રહેવાથી તેણે અનેક સવાલો સામટા પુછી નાખ્યા.

"નહિ. નહિ. મારો સ્વાર્થ ન સધાયો. થોડીજ વારમાં હું લેડી ફ્લોરેમલ થઇ જાત; પણ અફસોસ ! એ વાત કરવાનો હમણાં વખત નથી જો તમે છુપાં રહેવા માગતાં હો તો જલદી નાસી જાઓ."

મારસ્યોનેસ તરતજ ત્યાંથી નાશી છુટી. તે લગ્નનાં વસ્ત્રો પણ ત્યાંજ મેલી ગઇ. તે પછી કેરોલાઇન પોતાના વસ્ત્રોવાળા ઓરડામાં ગઇ. ત્યાં જઇ તેણે ફરીથી "રાવ" ના વસ્ત્રો પહેરી લીધાં. પણ જે દવાથી તે પોતાનો ગોરો રંગ બદલી કાળો થઇ જતી હતી તે દવા લગાવવાનું તે ભુલી ગઇ.

## અગીઆરમો ભાગ સંપૂર્ણ.